


પુસ્તક ૭] જ્યેષ્ઠ ૧૯૮૧ [અંક ૩

**ગુજરાતે** સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યાવહારિકતા ને ઉચી અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વીકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે, ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે. ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

જાણ્યેઅજાણ્યે બધા એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઇ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો: મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શાક્ત ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ-નિર્મલ ને નિરંકુશ-આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ'માં





ભગવાન બુદ્ધને ચરણે




લેખકઃ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ્.

ચિત્રકારઃ

રા. ધુરંધર

આપણો ઇતિહાસનો અભ્યાસ કેટલો નમાલો હોય છે ! પાંચ વર્ષથી તે પચીસ વર્ષ સુધી અનેક સોટીઓના મારથી બાબર હુમાયુ વગેરે જીભ વાળી નાખે એવાં અનેક નામો મારી મચરડી આપણા મગજમાં ઘોચવામાં આવે છે. આપણે વાંચી વાંચી પાસ થઇએ છીએ પણ આપણામાં થવી જોઇતી લાગણી તો બીલકુલ થતીજ નથી. આપણને એમ થાય છે કે એ સર્વે નઠારા માસ્તરોએ શોધી કાઢેલાં છોકરાંઓને પજવવાનાં પોથીમાંનાં રીંગણાં છે. આપણને એમ તો ભાગ્યેજ સુઝે છે કે એ અમર નામો આપણા દેશનાં રત્નરૂપ છે; એક દેશરૂપ, એક સામાજીક ભાવનારૂપ સંબંધ આપણી અને તેમની વચ્ચે છે; અને તેઓએ પ્રવર્તાવેલા મતો અને કરેલાં કર્મોની સુવાસ આપણી આસપાસ હજુ મહેકે છે–આપણે તેનો લાભ લઇએ છીએ–જાણે કે અજાણે આપણા સંસ્કાર પણ તેજ સુવાસથી સુધરે છે; અને તેજ વડે આપણે આપણું પોતાપણું જાળવી શકયા છીએ અને ભવિષ્યમાં પણ જ્યારે હીંદુઓ નિર્જીવ ગણાતા અટકશે ત્યારે એજ સુવાસથી પોતાપણું જાળવી રાખીશું. આપણામાંથી કોણે તપાસ કરવાની તસ્દી લીધી કે આપણા દેશનો મુખ્ય વીર નર કયો ? એવો કોણ થઇ ગયો છે કે જેની અસર આજ સુધી પહોંચે છે; જેના અભિપ્રાય આખી સૃષ્ટિમાં માનનીય ગણાય છે; જેના વર્તનથી વધારે સારું વર્તન કોઇનું હજુ થયું નથી; જેનામાં આપણા

* વૈશાખી પૂર્ણિમાને બુદ્ધ જયંતિ પ્રસંગે લેખકના પ્રસિદ્ધ થતા 'કેટલાક લેખો' નામના પુસ્તકમાંથી ઉધ્ધૃત—

દેશનાં બધાં ઉચ્ચ તત્ત્વો પ્રત્યક્ષ થઇ રહ્યાં હતાં; અને જેને માટે મગરુબી ધરાવવાનું આપણને સબળ કારણ મળે છે? એવા કોઇ એકનું જીવન ચરિત્ર આપણે બધાએ સાંભળ્યું હશે? નીશાળે ભણ્યા હોઇશું અગર ભુલ્યા હોઇશું. પણ એ જીવનનું રહસ્ય શું, એના શીખવેલા મુળ સિદ્ધાંતો કયા, અને કયે પ્રકારે એ સિદ્ધાંતો આપણે આપણી જીંદગીમાં ઉતારી શકીએ, અને કેટલે અંશે એ સિદ્ધાંતો આપણા જનસમાજમાં રહ્યા અને કયા આપણે ખોયા છે એ બધા વિચારો કરવાની તસ્દી આપણે ભાગ્યેજ લીધી હશે. બાપનો પૈસો લાડકો દીકરો ઉડાવે ખરો, પણ બાપ કયાં રઝળે છે, કયાં ખાય છે કે કયાં સુએ છે તેની દરકાર પણ રાખે નહીં; તો પછી પુજે તો શાનોજ? તેમ આ આપણું માનસિક લાડકાપણું પણ એજ પંક્તિની કૃતઘ્નતા ગણાય.

એક વખત આપણા દેશની સ્થિતિ જરા હાલના જેવી હતી. ધર્મના નામે ઘણા ઢોંગ ચાલતા, સુખમય સંસારને બદલે ઘણીએ કઢંગી રુઢિઓ લોકના મનને ત્રાસ આપતી. લોકોનાં મન એવાં અધમ થઇ ગયાં હતાં કે ખરો ધર્મ કોને કહે છે, ખરા સમાજ સુખના નિયમો કયા છે તેનું સમુળગું ભાન રહ્યું નહોતું. સર્વે સ્થળે માનસિક અંધકાર ફેલાયો હતો. એ વખતે ઉત્તર બંગાલ તરફના એક નાના રાજાને પુત્ર થયો. ઉમંગી બાપે પોતાના એક પુરા છોકરાને લાડથી લડાવી, ભણાવ્યો. દરેક બાબતમાં છોકરાએ પોતાનાં અનહદ બાહોશી અને ચતુરાઇથી ભવિષ્યમાં મોટા રાજા થવાની બધાને આશા આપી. પણ તેનો અત્યંત દયાળુ અને દયાર્દ્ર સ્વભાવ દુનીઆની અસહ્ય જંજાળ જોઇ દુઃખી ન થાય માટે વિચારવંત પિતાએ તેને મોજમજામાં જુદોજ રાખ્યો; દુનીઆ પર દુઃખ છે એ તેને જાણવા દીધુંજ નહીં. અચાનક એક દહાડો એક વૃદ્ધ, એક રક્તપીત્તીઓ અને એક મુડદું એમ તેના જોવામાં આવ્યાં. તેનું મગજ વિકલ્પોથી ગુંચવાયું. શું દુનીઆ પર આટલાં બધાં દુઃખો છતાં લોકો સુખની આશા રાખી શકે છે? જે જીવનમાં આવા દુઃખદ ફેરફારો થાય તે ક્ષણભંગુર મોજ-શોખમાં ગળાયજ કેમ? અને જ્યાં સુધી એ દુઃખ ટાળવાનો રસ્તો મળે નહીં ત્યાં સુધી જીવવાનું સાર્થક શું? રાજ્યની મોટી આશા, નવી પરણેલી પ્રિયા, નવો જન્મેલો પુત્ર, સુખ અને શોખ, જે જે ચીજો મેળવવા પાછળ આપણે આપણી ટુંકી જીંદગી પકડી મરીએ છીએ તે સત્રળાને ઠેસ મારી રાતના એકલો તે બહાર નીકળી ગયો; અને આ સૃષ્ટિમાં દેખાતાં ભયંકર દુઃખોમાંથી છુટવાનો માર્ગ ખોળવા લાગ્યો.

બ્રાહ્મણોના માથાફોડ વાદવિવાદોમાં, યોગીઓનાં જીવલેણ તપોમાં તેણે ઘણાં વર્ષો ગુમાવ્યાં; પણ એ પ્રયાસોમાં કૈંપણ દીઠું નહીં. પણ વિચાર કરતાં આખરે રસ્તો મળ્યો. એનું મન મનુષ્યનાં અલ્પ બંધનો તોડી સત્ય જ્ઞાનને પામ્યું. એ બુદ્ધ થયો. એને ખાત્રી થઇ કે સૃષ્ટિમાં જણાતું દુઃખ એ વ્યર્થ પ્રયત્નોથી મટશે નહીં. સુખ દુઃખનું મુળ મનના અજ્ઞાનમાં છે; બહારની વસ્તુમાં નથી. જ્યાં એ જ્ઞાન પુરી રીતે થાય ત્યાં ઇચ્છા અને કામનાનો નાશ થશે; ઇચ્છા ગયે મમત્વ મટશે, હું અથવા મારો આત્મા જનસમૂહથી જુદો છે એ ભ્રાંતિથીજ સ્વાર્થ અને દુઃખ ઓછું થાય છે. મમત્વનો નાશ થયે નિશ્ચલ મન આઠ સત્યમાર્ગે વીચરશે; અને ખોટાં બંધનોને

સારી પૂર્ણ જ્ઞાન, સ્વતંત્રતા અને નિર્વાણને પામશે. આ તત્ત્વો કૈં નવી શોધ નહોતી; ફક્ત ગીતાના કર્મયોગનો પુનરુદ્ધાર હતો. યોગીઓએ ગીતાને ખેંચી તાણી તેમાં શીખવેલા કર્મયોગનો અર્થ કાંતો અર્થવિહીન કર્મકાંડ એવો કર્યો હતો યાતો તે યોગને ત્યાજ્ય દઇ ફક્ત જ્ઞાન અને ભકિતને પ્રાધાન્ય આપી ખરા બોધનો ત્યાગ કર્યો હતો. બુદ્ધે ફરીથી કર્મયોગને પોતાની જગ્યાએ સ્થાપ્યો. સ્વર્ગનર્કનાં ફાંફાં એણે ફેંકી દીધાં–કર્મકાંડનાં ધાર્મિક ધાંધળોને જવા દીધાં; અને નિર્દ્વન્દ્વને માર્ગે મનુષ્યની નિશ્ચલતા એજ સ્વર્ગ; એજ જીવનનું સાફલ્ય એમ શીખવવું. આ શાક્યમુનિના મંત્રો. આવતા જન્મે નહીં પણ આજ જન્મે જો અભ્યાસથી પોતાની વૃત્તિઓ નિરોધે; ખરું જ્ઞાન મેળવે; આત્મત્ત્વનો ખોટો ભાસ ભુલે તો પછી તે ગમે તે ધર્મનો, ગમે તે જાતનો યા ગમે તે ન્યાતનો હોય તોપણ બુદ્ધે બતાવેલી પગથીઓએ એ પૂર્ણતાને પામશે–આ જીવનમાંજ નિર્વાણ મેળવે; સદેહે બુદ્ધ થઇ મોક્ષ પામે. આ દુનીઆનો ત્યાગ કરી દૂર જય, પોતાના આત્માનું સુખ સાધવા માટે યોગીઓએ આદરેલો સ્વાર્થી શુષ્ક વૈરાગ્ય નથી; પણ સંસારમાં રહી પોતાની જાતને જનસમૂહમાં લય પમાડી, ખરા જ્ઞાનના તેજમાં લોકોના ભલાને માટે આદરેલો આત્મત્યાગ છે.

આ મંત્રો ઘણાને વિકટ લાગશે. પોતાની રસેંદ્રિયો આ જન્મમાં પરિતુષ્ટ નહીં થઇ હોય અને આવતે જન્મે સ્વર્ગનાં કલ્પિત સુખો પર પોતાનો આધાર રાખી બેઠેલા સત્તાદીયાઓ; વગર સમજે સવારમાં સંધ્યાને નામે ખોટુ ડોળ ઘાલી, ગૌમુખીમાં હાથ રાખી આખા ગામની પંચાત કરી, ઇશ્વરને છેતરી ભુલેચુકે મોક્ષ મળે તેની આશા રાખનારાઓ; ગીતાનો ગરબડીઓ પાઠ કરી કર્મયોગનો એક બુટ્ટો પણ સમજ્યા વગર કે તે પ્રમાણે આચર્યા વગર યોગી કહેવડાવનારાઓ; પૈસા આપી બ્રાહ્મણો જમાડી અથવા જરા મરતી વખતે આખી જીંદગીમાં કરેલા અનાચાર પછી ચાર પૈસા ઘર દીઠ દક્ષિણા આપી અથવા તો મંદિરો બંધાવી, પૂણ્ય ખરીદનાર બાહોશી મારવાડીઓ–આ સઘળા લસ્કરને બુદ્ધનું શાસન જરા કઠણ લાગે ખરું. હાલ આપણે ધર્મને નામે ઘણી ભવાઇઓ થતી જોઇએ છીએ અને હીચકારાપણાથી આંખઆડા કાન કરીએ છીએ. અર્થ વગરના શુષ્ક મંત્રોમાં, સમજ્યા વગરની વિચિત્ર વિધિઓમાં, પૈસો ખરચી પૂણ્ય વહોરવામાં, કે આંખ મીંચીને સઘળું સ્વીકારવામાં મોક્ષ નથી. આ જન્મમાં કે આવતા જન્મમાં સિદ્ધિ નથી. જેટલી મહેનત આપણે ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરવા પાછળ કરીએ, જેટલી મોટી ભાવના આપણા જીવનમાં રાખી અભ્યાસથી તે મેળવવા પ્રયત્ન કરીએ તેટલીજ ફળે છે. સ્વભાવને, વૃતિને અને આચરણને ધીમેધીમે ફેરવો; મનમાં જે ઇચ્છા ઉછાળા મારતી હોય તેને દબાવી પોતાની ફરજ અદા કરતાં શીખવું એજ ધર્મ; અને એજ પૂણ્ય. જેમ આપણે આપણા સ્વાર્થી વિચારો દબાવી પત્નીનું, કુટુંબનું ભલું તાકીએ છીએ તેમજ આપણો સ્વાર્થ વધારે ત્યાગી, આખા જનમમંડલના કલ્યાણને નજરમાં રાખી વિશ્વ નિયમોમાં પોતાનું જીવન લય પમાડી નિષ્કામ આચરણ કરવું એજ ધર્મ, એજ નિર્વાણ, એજ બુદ્ધ પદ અને ગીતાનો પણ એજ મંત્ર.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૩ ]



# કવિપંચક[1]

લેખકઃ રા. પતંગ

કવિનાં પંચકડાનાં ગાન,
ઝીલો, ઓ લોક! બની મસ્તાન;
એહનાં આત્મનનાં અહેશાન,
મુલવો દઈ નયનનાં દાણ.[2]

ટીપ્પણ

૧. એક કવિના જીવન જેટલી આ કાવ્યની પણ વિચિત્ર કથા છે. પ્રથમ સાહિત્ય પરિષદને



રા. નરસિંહરાવ

પ્રથમ દિને સ્વ. સ્નેહી રણજીતરામે સાક્ષર-સંમેલનનાં દર્શન કરાવ્યાં ત્યારે પ્રભુનાં દોહ્યલાં દર્શન પામતાં એક ભક્તને થઈ આવે એમ, એ સર્વનાં ગુણગાન ગાવાની ધુન થઇ આવી હતી. સ્વ. રણજીતરામ સમીપ આ ઊર્મિ રજુ કરી ત્યારે એઓ સામેથી એવા તો ઉતરી પડ્યા કે બધો વિચાર માંડી વાળવો પડ્યો. તોપણ આંગણે આવેલી ઊર્મિને ધકેલી ન કાઢવી એમ ધારી ટેક સુધી લખી નાખ્યું હતું.



રા. નાનાલાલ.

પણ એ વખતે સાક્ષરો વીશે લખવા વિચાર હતો એટલે પહેલી લીંટી આમ હતીઃ

સાક્ષરોનાં રસીલાં ગુણગાન,

છેવટ એકલા કવિઓજ રાખવા વિચાર થયો એટલે ઉપલો ફેર કર્યા વિના ન રહેવાયું.

૨. આંખનાં દાન દેવા જેટલી દયા ન હોય તો દાણ આપો છો એમ માનીને પણ આટલું તો વાંચજો એવો ભાવાર્થ છે.

હૃદયવીણાના તાર છેડિયા નિર્મળ જહેવી વાવ,[3]
કુસુમો વીણી ગુંથી માળ એ માળી નરસિંહરાવ;



રા. ખબરદાર.

કહો વ્હાં ક્યાંથી આવી ચિકાસ?[૪]
હમારાં હાવાં હેવાં હાસ!...કવિનાં.

૩. જ્હેમનાં કાવ્યોને હાપણે હાપણા સ્મરણના ચાટલામાં લાવિયે કની ત્યહારે નિર્મળતાનો હાપણી સાથે સંગમ થતાં જાણે કે હાપણે હેને ચુંબન ન કરતા હઇયે હેવો ભાસ થાય છે.

૪. હવે હેવા સ્થળમાં શબ્દને ચ્હોંટી રૂહેવાની ચિકાસ ક્યાંથી આવી? અર્થાત્ હાવી ભૂલ્ય કથી દિત્યે થઇજ સકી?

**પેટા ટીપ્પણ:**

આર આર વર્ષના મહા ગાળા પછી શોલાપુરમાં જ્યારે હું આસિ. કલેકટરની ઓફીસમાં એક સામાન્ય કારકુન તરિકે હતો ત્હારે આ પંક્તિનું નિરુપણ મ્હારાથી થયું હતું.

* * *

લગ્ન સ્નેહની દિક્ષા દીધી પ્રેમભક્તિ શી રમ્ય,
ડ્રાફિલ્પના દૂહોકાર સરીખડા નાનાલાલ હો ધન્ય;
તુટતા ભલે ભલે હો છંદ,[૭]
જગત્ હો! એ રસહીન તુજ ફંદ!...કવિનાં

૫ આ પુણ્યવંતી ને પ્રકાશવંતી ઉપમાના સુજનાર હોવાનો દિવ્ય ને અનેરો દાવો આ ગરીબ સેવક લેખકનો નથી; એ સુમંગલ સૌભાગ્યના તો વિધિ દેવીએ કુંમકુમ અક્ષતે ખબરદાર કવિ મોટાલાલના લલાટે વિવિધરંગી સાથીયા પુર્યા છે.

૬ ઓ સકલ બ્રહ્મનાં નગ્નાદ! રસ તે શબ્દબ્રહ્મનો બ્રહ્મપરાગ છે ને છંદ એ દંભજગતનો જગતફંદ છે. એ ભલે તુટે; પ્રભુ પાહવી પ્રેરણાને વળી જગબંધન શાં?

**પે. ટી:**

ચોક્કસ યાદ નથી. બહુધા ૧૯૧૨-૧૩ માં સ્વ. ત્રિભુવન ગજ્જરને ત્યાં સુરતમાં હું મહેમાન હતો ત્યારે આ પંક્તિઓ જન્મી હશે.

* * *

વિલાસવંતા મકારા પાતાં પ્રેમશૌર્યનાં ગાન,
'ગુણવંતી ગુજરાત અમારી' ખબરદારનું તાન;
અપદાગલ રણે સત્કાર,
સજ્જ હો અમ તાતી તલવાર!...કવિનાં.



રા. બળવંતરાય ઠાકોર.

૭. એક કેવળ કલ્પના. નાનાલાલની શૈલીનો સાહિત્યરણુમાં સત્કાર થશે એવી ભીતિ લાગી કે તત્ત્વાર સર્જ઼ાઈ થઈઃ એ અગાઉ ધ્યાનમાં રહી હતી.

પે. ટીઃ

આ છેલ્લી બે ટચુકડી લીટીઓ આમ નહોતી. સાતમી સાહિત્ય પરિષદ્ પુરી થઇ, ન થઇ એ વખતે,



રા લલિત.

કોણ જાણે શાથી પણ ઉપર મુજબ લીટીઓ બદલી નાખી હતી. અગાઉની લીટીઓમાં અર્થગાંભીર્યની ઉણપ છે એટલે એ રજુ નથી કરતો.

સુષ્ઠિલાનાં ધુમડાતાં વર્ણનનાં ઉછળે પુર,
પૃથ્વીરંગ આરોહણ એ બલવંતરાયનાં સુરઃ

નહીં જ્યાં સરલ વાણીની વાત,[૮]
સમજવાને પડતી પંચાત!......કવિનાં.

૮ ક પૃથ્વીનો રંગ=દુન્યવી રંગનાં, કાવ્યપ્રદેશમાં આરોહણ.

૮ ખ પૃથ્વી છંદના રંગમાં કાવ્યપ્રદેશમાં આરોહણ.

૯. 'વર વહુ અમે' અને એવાં અન્ય જુજ કાવ્યોમાંજ તમે કિલષ્ટતા નહીં જુઓ.

પે. ટીઃ

હું એકદા અજમેર ગયો હતો. ક્યારે એ ચોક્કસ નથી. ગયો હતો એ ચોક્કસ. એક વખત અન્ના સાગર લેવા ગયો હતો ત્યારે આ કૃતિ સાંભરી આવી હતી પણ ખરી. પણ પછી કેટલીએ પંચાત કરી તોપણ આગળ નજ વધાયું. આખર કંટાળીને ફ્રોય સાગર તરફ ગયો અને ત્યાં પહોંચતાં વેંતજ અચાનક બાકીની બે લીટીઓ પુરી થઈ ગઇ. કહોઃ પ્રારબ્ધ કે પુરુષાર્થ ?

*　　*

સંતનીયાં ! ચાલો જગરસીયાં !
મહુલી પેલે તીર,
લલિત જન્મની ભજન ધુન[૧૦]ના
આનંદ ઓર

પ્રભો ! તુજ કોપ હવે બલવંત,[૧૧]
મંજીરાં સુરબેસુર બજંત !...કવિનાં.

૧૦ લલિતજી કે જેનો ભજનધુન એ તો જન્મસિદ્ધ હક્ક છે.

૧૧ પ્રભો ! એમના પર કોપ? નહીંતર એમના મંજીરાના મીઠલડા રણકાર અમને હવે ખાટલડા કેમ લાગતા હશે ? એમનાં કાવ્યોના ચમકાર ઘટ્યા છે કે અમારી શ્રવણેંદ્રિયની ચપલતા ? સામ્ય ! કહેશો જરી ?

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૫]

# નર્મદાતીરે

લેખક:

રા. આનંદ ભક્ત.

નીર્મળાં નર્મદા કેરાં નયનો નીર નીરખે;
તૃપ્તિ ના પામતાં કેમે, પીવા સૌ પુણ્યને મથે.

શાંતિદા સુખદા વાયે વાયુઓ સુસવાટથી;
નર્મદા સ્નાનને અંતે ધોતા નિઃશેષ મેલને.

તરંગો ઉછળે મોટા, તરંગિત બનાવતા;
હૈયાના હર્ષ વારિને, દિવ્ય ઝોલે ઝુલાવતા.

હોડીઓ સરતી ડોલે, ડોલતા જલના પટે;
પુણ્યરુપી ધરી ધોળા શઢો શી નાચતી રમે !

દયાળુ નર્મદા દેવી પાપીનાં પાપ ધોઇને;
પરાર્થે મેલ ધોવે છે કલુષિત સ્વયં બની.

પ્રભુએ પાઠવી રેવા દયાને ઉપકારના—
પાઠો મોંઘા પઢાવાને વિશ્વને શાંતિ આપવા.

ઓટને ભરતી કેરી લીલા નિત્ય બતાવતી;
નર્મદા દ્વંદ્વના ઉંડા સિદ્ધાંતો સમજાવતી.
માનવી ઉન્નતિ વેળા મિથ્યા ગર્વ ધરીશ ના;
શોક ના પડતી વેળા સમતામાંજ સુખ છે.

ગીતાનાં દિવ્ય ગીતોનું મૂર્તિમંત સ્વરૂપ હે
નર્મદા ! પુણ્યનું ધામ, અમે સૌ વંદીએ તને.



તારા અનંત મલનાશક પુણ્ય તીરે,
છાઇ દીસે મધુર સુંદરતા લીલેરી;

પોષાયલી તવ અમીભર દર્શનોથી,
તાજી નવીન નવચેતનથી ભરેલી.

સામે લીલાંછમ મનોહર ધાન્યક્ષેત્રો,
તારા પ્રસાદથી સમૃદ્ધિ અખંડ દેતાં;

પોષે કૃષિવલતણા સરલાત્મભાવો,
આનંદ રેલથી સદા રસમાં ડુબાડી.

વળી પેલાં વૃક્ષો દઢતનુ ધરી ખેતર વીશે;
ઉભાં ચોકીદારો કૃષિવલતણું કાર્ય કરવા.

ઉડે છે વચ્ચે ત્યાં બગ ધવલ પાંખો પર રહી;
બતાવાને તારા ધવલ યશને ચોદિશ જઇ.

તહીં આંબા ડાળે મધુર ટહુકે કોયલ રુડી;
મધુરી શોભામાં અધિક તર માધુર્ય ભરતી.

ઉતાર્યું દીસે ત્યાં ઉપવન સુરોનું ભૂમિતલે;
તપસ્વિની! તારા ત્રિભુવનજયી તીવ્ર તપસે.

તહીં દૂરે સુંદરતા કીનારે,
સીમા સમા તાડ-વરો ઉભા છે;

સગર્વ ઉંચી કરી ડોક, તારી,
ધજા ઉડાડી વિજયી રહ્યા છે.







# ગંભીર અકસ્માત્

લેખકઃ
રા. હરિલાલ
ઘેલાભાઇ ઠાકોર.
ચિત્રકારઃ રા. હરિલાલ મિ.

અકસ્માત્ ઘણાએ થાય છે. મુંબાઇમાં તો તેનો પારજ નથી અને મુંબાઇગરાઓને નેથી હેરત પામવાનો અગર દીલસોજી દર્શાવવાનો અવકાશે નથી; પરંતુ જે અકસ્માત્ વીશે અત્રે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે સામાન્ય પ્રકારનો, હરહંમેશ બનતો અકસ્માત્ નથી. એ અકસ્માત ટ્રેન નીચે ચગદાઇ જવાનો અગર ટ્રામ નીચે કપાઇ જવાનો નથી. વીજળી વેગે દોડતી મોટર સાથે અફળાઇ પડવાનો અગર બેદરકારી ભરી રીતે હંકાતી વીકટોરીઆના પૈંડા નીચે આવી જવાનો આ અકસ્માત્ નથી. પાંચમા માળની બારીએથી બાળકને પડી જવાનો અગર ચીકાર વસ્તીવાળા માળામાં આગ લાગવાનો આ અકસ્માત્ નથી. સ્ટવથી સળગી બળી મરવાનો અગર અપૂર્વ પ્રકાશ અને સગવડો આપતી વીજળીનો ઝાટકો લાગી એક પળમાં પ્રાણ જવાનો આ અકસ્માત્ નથી. એક બે અગર ચર્નીરોડ ચોપાટી પર દરીઆમાં નહાવા પડતાં ડુબી જવાનો આ અકસ્માત્ નથી; અગર મુંબઇમાં પ્રસંગોપાત થતાં રમખાણો જોવા બારીએ ઉભા રહેતાં રમખાણો દાબી દેવા વારે વારે છોડવામાં આવતી ગોળીઓમાંથી એકાદ અણધારી ગોળી લાગી મરણ શરણ થવાનો આ અકસ્માત્ નથી. ઉપર્યુક્ત અકસ્માતો બેશક કમકમાટ ઉપજાવે એવા છે; દરેક માનુષી હૃદયમાં અનુકંપા ઉત્પન્ન કરે એમ છે. પરંતુ તે એટલા બધા સામાન્ય થઇ પડયા છે કે જાણે મનુષ્ય હૃદયમાં લાગણી માટે સ્થાનજ ન હોય!

પરંતુ આ અકસ્માત્ અવનવો હતો, વિલક્ષણ પ્રકારનો હતો; અને તે ખરેખર બનવા પામ્યો ત્યાર પહેલાં કદિ પણ કોઇએ ધાર્યું નહીં હશે કે આવા પણ અકસ્માતો

મારા ડબ્બામાં આવી બેસશે અને વગર વરસાદે રેઇનકોટ પહેર્યો હોવાથી તેમની નજરમાં હું જરુર હાસ્યજનક દેખાઇશ એમ મને લાગ્યું. પળ વાર પાછો વિચાર કર્યા પછી મારું મગજ જે મને એલ. એલ. બી. સુધી કામ લાગ્યું હતું તેણે એક વિચાર સુઝાડયો. એજ મને મોક્ષના માર્ગ સમ સુંદર અને આવકારદાયક લાગ્યો. આવતે સ્ટેશનેથી મારા ડબ્બામાંથી ઉતરી, બાનુઓના ડબ્બામાં ભરાઇ બેસવાનો મેં નિશ્ચય કર્યો; અને ત્યાં બને તો પાટલુનને સુવ્યવસ્થિત કરી લેવાનો ઇરાદો રાખ્યો.

જોતજોતામાં માહીમ આવ્યું. આ દરમાંથી પેલા દરમાં એક ઊંદર જેટલી ચપળતાથી મારા ડબ્બામાંથી નીકળી બાનુઓના એક ખાલી ડબ્બામાં હું ભરાઇ ગયો. સુભાગ્યે મારી આ ચળવળ કોઇના જોવામાં ન આવી. તરતજ હું બારી બારણાં બંધ કરવા ચુકયો નહીં. પરંતુ હવે પાટલુનને સુવ્યવસ્થિત કેમ કરવી એ વિચારે મને બેહબાકળો બનાવ્યો. માહીમ અને માટુંગા વચ્ચે મેં ખુબ ભેજું કસ્યું. સર્વ દેવોનુ આહ્વાહન કર્યું; શીવણ કામના અધિષ્ઠાતા દેવ–જે હોય તો–તેની પણ પ્રાર્થના કીધી; બાધા રાખી. એવામાં જાણે મારી પ્રાર્થના સંભળાઇ હોય તેમ ચમત્કારિક રીતે મને વિચાર સ્ફુરી આવ્યો.

મેં માથે ફેલ્ટહેટ પહેરવાનું રાખ્યું હતું. તેની રીબન બે ત્રણ દિવસ પર છુટી પડી ગઇ હતી. તેમાં ટાંકણી ખોસું તો ચાલે તેમ હતું. પરંતુ અમારા ગૃહસંસારના સામાન્ય નિયમ પ્રમાણે જોઇતી વસ્તુ તે વખતે પ્રાય ચાયજ નહીં તેથી ટાંકણીને અભાવે સોય ખોસેલી મને યાદ આવી. મેં તરત તે બહાર કાઢી. આ વખતે મને તે સ્વર્ગસમાન વહાલી લાગી. દોરાનો વિચાર કરતો હતો એવામાં માટુંગા આવ્યું. વખતે સ્ટેશન પર કોઇ બાનુ પેસેન્જર હોય અને તે બેસવા આવે એટલા માટે હું બારણે જોરથી વળગ્યો પણ માટુંગેથી તો હું સહીસલામત આગળ વધ્યો.

દોરાની પણ મારી ગુંચવણ ઉકલી ગઇ. હું જાતે બ્રાહ્મણ હતો એટલે જનોઇ તો મારી કેટે હતુંજ. મેં તે બહાર કાઢ્યું અને તેને તોડી દોરો કાઢી પાટલુન શીવવાનું કામ આરંભી દીધું. જનોઇ પહેરવાની પ્રથા કાઢનારનો, મને જનોઇ પહેરાવનાર મારાં માતપિતાનો, મારા ગોરનો અને છેવટે મારા જનોઇનો સહસ્રસઃ ઉપકાર માનતો હું પાટલુનને ટેભા મારતો ગયો. દાદર, એલ્ફીન્સ્ટન સહીસલામત પસાર થયાં. મારા જીવમાં જીવ આવ્યો અને મને લાગ્યું કે મારા પર ઝઝુમી રહેલી આફતની વાદળી વીખેરાઇ જશે. પરંતુ મારા દુર્દૈવે કેં જુદુંજ ધાર્યું હતું. પરેલ આવ્યું અને બે ત્રણ પારસી બાનુઓ મારા ડબ્બા આગળ આવી. હું બારણે બને તેટલા જોરથી વળગેલો હતો. એટલે તેમનાથી તો બારણું ખુલી ન શકયું. પણ આ હીંદુ બાનુઓ પેંડે ડરે એમ નહોતી. સ્ટેશન માસ્તર પાસેજ ઉભો હતો તેને બારણું ખોલવાની તેમણે વીનંતી કીધી. મારા મોતીઆ મરી ગયા. મેં જીવ પર આવી બારણું પકડી રાખ્યું. કોઇ મરણીઆ સૈનિક કે સેનાધિપતિએ આવી જીવલેણ લડાઇ નહીં કરી હોય. પરંતુ પ્રતિક્ષણે હું ગભરાતો હતો. બારણું ઉઘડશે તો મારા શા હાલ થશે એ વિચારથી હું થરથરતો હતો એવામાં સ્ટેશન માસ્તરે સખત આંચકો માર્યો. બારણું સહેજ ખુલ્યું. મેં અનહદ જોર કર્યું. અને તે પાછું બંધ થઇ ગયું. સ્ટેશન માસ્તરને કોઇ અંદર છે એમ વહેમ પડયો.

તેણે તરત બારી ખોલી. બારીને ખુલ્લી થતાં અટકાવવા મારી પાસે ફાજલ હાથ ન હતા તેથી કેટલું બધું રક્ષણ થાય એ વિચારમાં હું લીન થયો હતો. પણ એટલામાં "કોન હૈ? કાયકું સ્ત્રીઓ કે ડબ્બેમેં ઘુસ ગયા હૈ?" એ અવાજ આવતાની સાથે હું ટાઢો હિમ જેવો થઇ ગયો. મારા હોસકોસ ઉડી ગયા. તોપણ જેમ તેમ હીંમત ભેગી કરી મેં જવાબ વાળ્યોઃ "હું એક સદ્‌ગૃહસ્થ છું લોફર નથી."

સ્ટેશન માસ્તરનો મીજાજ ગએલો હતો. તે આ શબ્દોથી વધારે છેડાયો. તેણે મને સોનેરી ટોળીના માણસ તરીકે કદાચ લેખ્યો હશે. જોરથી મારો હાથ ખભામાંથી પકડી, "હા, હા, ખરો સદ્‌ગૃહસ્થ!" શબ્દો ઉચ્ચારી મને એવો સબળ આંચકો માર્યો કે હું ડબ્બામાંથી બહાર ખેંચાઇ આવ્યો. આ પ્રમાણે ખેંચાતાં ખેંચાતાં પણ મેં મારી પાટલુનનો ડુચો ઉપાડી મારી બગલમાં સંતાડી દીધો. ઓવરકોટ તો અંગ પર હતોજ એટલે તેમ કરતાં કંઇ મુશ્કેલી નડી નહીં.

લોકલ તો ઉપડી ગઇ. પરેલના સ્ટેશન પર મને પડતો મુકી ચાલી ગઇ. જે લોકલ પકડવા મેં આટલું જોખમ ખેડયું તે લોકલ આખરે મારી ન થઇ અને મને આવી કફોડી સ્થિતિમાં મુકી ચાલી ગઇ.

સ્ટેશનમાસ્તર મને ઓફીસમાં તાણી ગયા. મારા નામની પુછપરછ કરવા માંડી પરંતુ મને મારી આબરુ વહાલી હતી એટલે મેં નામ તો નજ આપ્યું. સ્ટેશનમાસ્તરે ખુબ દમ આપ્યો. પણ હું મક્કમ રહ્યો. મારા બચાવમાં અને તેના સવાલના જવાબમાં વારંવાર માત્ર હું એટલુંજ કહેતો કે હું સાધારણ માણસ નથી, લોફર નથી પરંતુ સદ્‌ગૃહસ્થ છું. તે પણ સ્ટેશનમાસ્તર ન કેમ માને? આખરે મને રેલ્વે પોલીસના સબ-ઇન્સ્પેકટર આગળ ગ્રાંટરોડ મોકલવાનું નક્કી થયું.

બીજીજ લોકલમાં મને ગ્રાંટરોડ લઇ જવામાં આવ્યો. રેલ્વે પોલીસ મારી તહેનાતમાં હાજર હતો. રેલ્વે સબ-ઇન્સ્પેકટર શું કરશે, મારી શી ફજેતી થશે એ વિચારથી મારી શુદ્ધબુદ્ધ ઠેકાણે રહી નહોતી.

રેલ્વે સબ-ઇન્સ્પેકટર સમક્ષ મને ખડો કરવામાં આવ્યો. મારી સાથેના સીપાઇએ તેના હાથમાં સ્ટેશનમાસ્તરે આપેલો કાગળ આપ્યો અને જે સંજોગોમાં હું પકડાયો હતો તેની ટુંક હકીકત કહી.

સબ-ઇન્સ્પેકટરે પહેલાં મારી સાથે નરમાશથી વાત કરવા માંડી. મારું નામઠામ પુછ્યું. પરંતુ તે જણાવવા મેં આનાકાની કરી. મારી હઠીલાઇથી તેમજ મારા વારેવારે "હુ સદ્‌ગૃહસ્થ છું, ચોર નથી, લોફર નથી" એના એ જવાબથી તે ચીઢાયો. તેણે ડોળા કાઢી મને લોક-અપમાં (કોટડીમાં) પુરવાની ધમકી આપી. મારા આરોપી અસીલનો બચાવ કરવા જતાં મને મારોજ બચાવ કરવો ભારે થઇ પડયો. ગભરાટના માર્યો જે પાટલુનનો ડુચો છુપાવવા હું પ્રયત્ન કરતો હતો તે સરી નીચે પડયો. મેં નીચા વળી તે ઉપાડી લીધો. સબ-ઇન્સ્પેકટરનું ધ્યાન તે પર ખેંચાયું. તરત તેણે તે મારા હાથમાંથી ખેંચવા માંડી. તેને લાગ્યું કે મેં કંઇ ચોર્યુ છે અને તે છુપાવવા હું ફાંફાં મારી રહ્યો છું. તેણે ઉભા થઇ મારા શરીરનો ઝાડો જોવા મારો ઓવરકોટ ખેંચ્યો. મેં તે દાબવા માંડયો.

[ વધુ માટે જુઓ પુષ્ઠ ૩૦૬

# ઉનાળે વરસે અંગાર

લેખક: શા. રસબ્બાલ

—:o:—

અગાધ મહાસાગરની જેવો,
અનંત નભ મંડળનો દેશ;
ઉષા અને સંધ્યાનાં વાદળ,
સમજાવતાં શાં અનુપમ વેષ;
સૂર્યતણું સામ્રાજ્ય વીશાળઃ
ઉનાળે વરસે અંગાર. ૧

વસંતના દિવસો વીત્યા ને,
વીત્યો કુદરતનો તે ખેલ;
વૃક્ષ મહીં રસકસ સુકાયાં,
પુષ્પ તણી કરમાણી વેલ;
ઉગ્ર થયો માર્તંડ અપારઃ
ઉનાળે વરસે અંગાર. ૨

કપરાં બાલ રવિનાં કિરણ,
પ્રભાતમાંથી ભાસે છે;
પવન તણી ઉની લુ વાયે,
સર્વ પ્રાણીઓ ત્રાસે છે;
પરસેવો છુટે ધોધારઃ
ઉનાળે વરસે અંગાર. ૩

ધોમ ધખ્યો મધ્યાહ્ન તણો ને,
વગડામાં વંટોળે ચઢે;
રણમાં રેતીના ઢગ તપતા,
પ્રવાસીઓ આશ્રમ ગોતે;
મૃગ મૃગજળ આશે ભમનારઃ
ઉનાળે વરસે અંગાર. ૪

નદી તળાવે પાણી ખુટ્યાં,
સુકાયો વાડીનો ફાલ;
આશાવાદી ખેડુત તોયે,
હાંકે હળ ખેતર મોઝારઃ
આમ્રવૃક્ષ અમૃત સ્ત્રવનારઃ
ઉનાળે વરસે અંગાર. ૫

વૃક્ષો પર માળા બાંધી ને,
પક્ષીગણ માંહે લંપાય;
ધેનુનાં ધણ ચરતાં થાકી,
પર્વતની ખીણે સંતાય.
મધુરા કોયલના ટહુકારઃ
ઉનાળે વરસે અંગાર. ૬

રજનીકરનાં શાંત રશ્મિમાં,
જગ સર્વ અંઘોળ કરે;
પ્રાતઃકાળે શીતળ વાયુ,
ગુલાબી નીંદરને ભરે;
આળસ આવે અપરંપારઃ
ઉનાળે વરસે અંગાર. ૭

દિવસ તણી લાંબી ઘડીઓમાં,
ભરાઇ સહુ ઘરમાં બેસે;
શીતળ જળને મધુરાં ફળના,
આસ્વાદે અંતર વીલસે;
જન સેવે નીત શીતોપચારઃ
ઉનાળે વરસે અંગાર. ૮




લેખક:
રા. નાગરદાસ પટેલ

ચિત્રકાર:
રા. કલાનિધિ



ધી યુનીવર્સલ કવિતા મેન્યુફેક્ચરીંગ કંપનીનું કામ બરાબર સફળ નહીં થવાથી પંડિતજી એકાદ સારા ધંધાની શોધમાં હતા તેવામાંજ તેમને એકાદ એવો ધંધો જડી આવવાની તેમણે મને ખબર આપી.

બીજે દિવસે તેઓ મને મળવા આવ્યા ત્યારે કહેઃ 'નટવર! આજકાલ સચિત્ર માસિકો વધી પડયાં છે અને–ચિત્રકારો ઘટી પડયા છે. સારા સારા ચિત્રકારોને ઇંદ્રરાજાએ સ્વર્ગમાં ચિત્રકળાનું આદર્શ માસિક કાઢવાનું હોવાથી બોલાવી લીધા છે અને તેથી હમણાં હમણાં ગુજરાતમાં ચિત્રકારનું બજાર તેજ છે.

લેખકને લેખ માટે કલમ કે ટાંક ઘસી નાખે અથવા ઇન્ડીપેનની સોનાની અણી નાખે તોએ તેને શાહી કે કાગળના ખર્ચ જોગુંએ કોઇ નથી આપતું પણ ચિત્રકારને તો સારા જેવું મહેનતાણું મળે છે માટે આપણે એ ધંધામાં પડીએ તો સારું."

એતો એમનું ભાષણ લંબાવ્યે રાખત પણ મારી ધીરજ ખુટવાથી મેં પુછયુંઃ "પણ આપણને ચિત્રકલાનું જ્ઞાનજ કયાં છે?"

'અરે ભલા માણસ! જ્ઞાનની–જરૂરજ કયાં છે! એના હું ઘણા સહેલા–રસ્તા બતાવી શકું એમ છું. કલાનિપૂણ ન હોવા છતાંએ એનું ખપ પુરતું જ્ઞાન આપણને છે અને પછી ધંધો કરીશું એટલે ધીરે ધીરે શીખી લઇશું"

"પણ એમ ગમે તેવાં ચિત્રો ચીતરે આપણને કેમ પાલવશે? આપણાં ચિત્રોનો ઉઠાવ પણ થવો જોઇએને?"

"એ બાબતની એ મેં ગોઠવણ કરી રાખી છે. હમેશાં માલ જથાબંધ તૈઆર થાય તો ભાવમાં સસ્તો પડે ને ખપત ઝાઝી થાય. આપણે એવી વ્યવસ્થા રાખીશું કે માલ પુષ્કળ તૈઆર થઇ શકે અને ગમે તેટલા ઑર્ડર હોય પણ જોતજોતાંમાંજ આપણે તેને

પહોંચી વળીશું. આપણી કંપની આપણે લીમીટેડ કરીશું એટલે તેમાં ખોટ આવે તોએ ઝાઝી હરકત નહીં પડે. લીમીટેડ કંપનીના કાયદાનું મને સારું જ્ઞાન છે અને તેની આંટીઘુંટી પણ મને બરાબર ખબર છે. વખત આવે સારા ચિત્રકારોને આપણે-રાખી લઇશું."

એમ કહી પંડિતજીએ તેમની આખીએ યોજના મને સમજાવવા માંડી.

"જોને નટવર! આપણે હાફ્ટોન બ્લોક અને એવાં ફોટો ચિત્રો શરુઆતમાં નહીં દોરી શકીએ પણ લાઇન ડીઝાઇનો તો થોકબંધ દોરી શકીશું, અને લાઇન ડીઝાઇનો તથા સ્ટીરીઓનો ઉઠાવ બહુજ છે."

"આપણે જાતજાતના રબરના આડી અવળી લીટીઓ દોરાય એવા સીક્કા રાખીશું અને તેની મદદથી બહુજ થોડા-સમયમાં આખુ ચિત્ર તૈઆર કરીશું. એક-પાન છાપવાને જે રીતે જુદા જુદા અક્ષરો ગોઠવીને છપાય છે તેજ રીતે આપણે ચિત્રોના એવાજ ટાઇપ બનાવીશું અને તે જોઇએ તે રીતે ગોઠવી છાપીને ચિત્ર તેમજ-બ્લોક તૈઆર કરી આપીશું. આપણે-બ્લોક પણ આ રીતે સસ્તામાં દઇ શકીશું કારણકે આપણી આ રીતે નવી હોઇ તેનું આપણે પેટંટ લઇ રાખીશું."

"આમ બીન હરીફ હોઇ સસ્તામાં સસ્તે ભાવે લાઇન બ્લોક વેચીશું. આપણુને પણ તે મોંઘા ભાવે નહીં પડે. આપણે હેડ ઓફીસ મુંબાઈમાં અને બ્રાંચ ઓફિસ-અમદાવાદ, વડોદરા, રાજકોટ ને કલકત્તા રાખીશું, એટલે ત્યાં ત્યાંના સચિત્ર માસિકકારોને ચિત્રે દોરાવવા કે બ્લોક કરાવવા દૂર નહ જવું પડે. વડોદરાની બ્રાંચ હમાણાં નહીં ખોલીએ કારણ કે ત્યાં માલનો ઉઠાવ હમણાં ઝાઝો નહીં થાય."

"એક ચિત્ર તૈઆર કરવામાં આ નવી શોધથી અર્ધા કલાકથી વધારે વખત નહીં લાગે. બ્લોક તો આગળથીજ બન્યો હશે એટલે તેથી તો (વળી) માસિકકારોને ઘણીજ સગવડ મળશે"

"નાક (વલણુ) ના આવી રીતે ત્રણસો ટાઇપ થશે. કાનના બસોપાંચ, હાથના બે હજાર, આંખના આઠસોએંસી, એવી રીતે જેટલો મોટો શરીરનો ભાગ અને જેટલાં તેનાં વલણુ તેટલા ટાઇપ તેના થશે. અને તે એવી રીતે ગોઠવાયા રહેશે કે ક્ષણુના સોમા ભાગમાં જોઇતો ભાગ શોધી શકાશે. બનશે તો આપણે-આગળ ઉપર લાઇનો ટાઇપ કે મોનો ટાઇપ* જેવી ગોઠવણ પણ કરીશું અને એ યંત્રોમાં આપણા આ ટાઇપ તૈઆર થાય એવી પણ શોધ કરીશું."

"કારટુન્સ આપણે જાતજાતનાં તૈઆર રાખીશું. જેવી જે પ્રસંગે-જરુરીઆત તેવું તે પ્રસંગે ગોઠવી આપીશું. કારટુન્સનો આપણો સંગ્રહ હીંદુસ્થાનમાં પ્રથમ પંક્તિનો હશે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૭]

* લાઇનો ટાઇપ અને મોનો ટાઇપ એ એવાં યંત્રો છે કે જેમાં સીસાનો ગરમ રસ એક બાજુ રાખવામાં આવે છે અને તેને ટાઈપરાઈટર પેંઠે બટન દાબતાં જોઇતા અક્ષરો પોતાની મેળે-તૈઆર થઈ રીતસર કંપોઝ થાય છે. બધી ક્રિયા યંત્રથીજ થાય છે. લાઇનો ટાઇપમાં આખી 'લીટીઓની લીટીઓજ તૈયાર થાય છે ત્યારે મોનોટાઈપમાં દરેક અક્ષ છુટો તૈયાર થઈ બરાબર ગોઠવાઈ જાય છે. 'ટાઇમ્સ' કે 'ઇન્ડીયન ડેલી મેલ'ના છાપખાનામાં આ બેઉ યંત્રો જોઈ શકાશે.




લેખક:
રા. શાંતિનાથ કૃપાશંકર
મહેતા
. ચિત્રકાર:
રા. હરિલાલ ત્રિવેદી

યુવાનની આંખમાં આંસુ હતાં. શોકાગ્નિથી તેનું હૃદય પ્રજવળી રહ્યું હતું. તેનું શરીર સુકા લાકડાની જેમ વૃક્ષની ઓથે સ્થિર હતું. અમાવાસ્યાની રાત્રિ હતી, અને શ્યામ ઘનરાજ ખુંખાર કરતો હતો. પવન સુસવાટા મારી રાત્રિને વિશેષ ભયંકર બનાવતો હતો. ભયથી શીઆળો આર્તનાદ કરી જંગલને ધ્રુજાવતાં હતાં. યુવાનની પાસે શબ હતું. મૃત સુંદરીના મુખને વિદ્યુલ્લતા પ્રકાશિત કરી યુવાનને રુદન કરવા પ્રેરણા કરી રહી હતી. હૃદયમાં ડુમો ભરાઇ આવવાથી તે ધુસ્કેધુસ્કે રડી પડયો.

શબનું મસ્તક ખોળામાં લીધુ. ચમકતી વીજળીના પ્રકાશમાં તે સ્ત્રીનું મુખ જોઇ રહેનો હતો. મુખ ઉપર હાથ ફેરવતી વખતે તેની પૂર્વ સ્મૃતિ સજીવન થઇ ફરફરતા વાળોમાં હાથ ધાલીને તે ગાંડાની માફક બકવા લાગ્યો.

"સંસારના તાપથી હું બળી જળી રહ્યો હતો, તેમાં તું મને ચંદન સ્વરૂપ પ્રાપ્ત થઇ હતી. મારા અંધકારમય જીવનમાં તું દીપિકા-રૂપ હતી, પ્રિયે! મારા જેવા નિર્ધનને તેં વધુ અતૃપ્ત રાખ્યો."

તરતજ દૂરથી ખડખડાટ થતો સંભળાયો. રાની પશુ ધારી તેનો હાથ તરત કમ્મર ઉપર બાંધેલી તલવાર ઉપર ગયો. ફરી વીજળીનો ચમકારો થયો, અને દૂર દષ્ટિ ફેંકે છે તો સામે કોઇ માણસ આવતું જણાયું. આવે સમયે કોણ આવે માની તેને ભૂતપ્રેતનો વહેમ ગયો. શબના રક્ષણાર્થે તે સાવચેત થઇને ઉભો રહ્યો; દૂરથી આવનારને તેણે પ્રશ્ન કર્યો: "કોણ એ?"

"મનુષ્ય."

યુવાન્ હજી શંકિત હતો.

"નહીં, નહીં તું ભૂતપ્રેત હશે. તું આ સુંદરીને લેવા આવેલ હશે. પણ હું ક્ષત્રિય પુત્ર–તને એમ વશ થાઉં? બોલ, કોણ છે?"

સામો માણસ ખડખડાટ હસ્યો. હસવામાં નિર્ભયતા સ્પષ્ટ તરવરતી હતી.

"મૂર્ખ માણસ! ભૂતપ્રેતને પણ વશ કરી શકે એવો હું મનુષ્ય છું. તારું રુદન સાંભળી અહીં આવ્યો છું."

સામો માણસ દૂર સ્થિર ઉભો હતો.

"શપથ ખા, કે હું મનુષ્ય છું."

"શપથ લઉં છું કે હું મનુષ્ય છું."

યુવાને તલવાર મ્યાન કરી; તેના હૃદયને આશ્વાસન મળ્યું. આવી રાત્રિમાં કવખતે પોતાને સાથી મળ્યો જાણી તેને શાંતિ થઇ. આવનારને તેણે પાસે બોલાવ્યો.

ફરીને વીજળીનો ચમકારો થયો, અને જુએ છે તો તેની સામે જટાધારી વૃદ્ધ સાધુ ઉભો હતો. યુવાન્ તરત તેના ચરણમાં પડયો. યોગીએ વૃદ્ધ હાથ તેના મસ્તક ઉપર પ્રેમથી ફેરવ્યો

"બેટા! મારી ઝુંપડીનું આતિથ્ય સ્વીકારીશ?"

"મહારાજ, આ દશામાં!"

"હા, ત્યાં તને શાંતિ મળશે. તારા બ્રમિત મગજને આશ્વાસન મળશે."

"શાંતિ? શાંતિ મારા નશીબમાંજ નથી, તો તમે ક્યાંથી આપવાના! બાલપણમાં માતાપિતાના મૃત્યુએ અશાંતિની ભેટ આપી. અત્યારે યુવાવસ્થામાં આ સુંદરીએ મને સળગતા દાવાનળમાં મુક્યો. મારે માટે જીવતર નથી; મારે માટે સુખ નથી."

યોગી ફરીને હસ્યા.

'બેટા! તે બધી વાત પછી પણ આ અંધાર રાત્રિમાં શબ સાથે એકલા રહેવું સલામત નથી. સવારે તારા મનમાં આવે તેમ કરજે"

યુવાને હા કહી. શબને ખાંધે નાખી તે યોગીની પાછળ પાછળ ચાલ્યો. વટવૃક્ષ નીચે યોગીની કુટિર હતી. શાંતિએ ત્યાં વાસ કર્યો હતો શબને અંદર લાવી, દ્વાર બંધ કરી બંને જણ અંદર બેઠા. એકના મોઢા ઉપર અવિચલ શાંતિ હતી, બીજાના મોઢા ઉપર દુ:ખની છાયા તરવરતી હતી.

"ક્ષત્રિય છતાં નિર્બલ કેમ? વત્સ! તારે માથે હજી અનેક કર્તવ્ય છે.

"હવે કર્તવ્યની સમાપ્તિજ જાણો. મહારાજ! મારી ગંભીરતા મારું ઔદાર્ય આજે દીનતાના સ્વરૂપમાં ફરી જાય છે; મારો સ્નેહ મને સ્મશાનને આલીંગવા કહે છે."

"પણ તું માને છે એટલી આપત્તિ તારા ઉપર નથી. મૃત્યુ એજ ચિર: શાંતિ નથી. તારી આ સ્થિતિ શાથી?"

મહારાજ! મારો ભુતકાળ મને સાંભરે છે. હું જ્યારે બાલક હતો ત્યારે મારાં માતપિતા ઇશ્વરેચ્છાને આધીન બની પરલોકમાં ગયાં. હું નિરાધાર બન્યો. કુટુંબોમાં પાલનહાર કોઇ નહીં. રખડતો રખડતો કલિંગરાજની રાજધાનીમાં આવ્યો. સાંજે ધર્મશાળામાં ભુખ્યો સુતેલો; સવારે માગતાં માગતાં ભૂમિનાથ મૂર્તિકારને ત્યાં આવ્યો. તેણે મને કહ્યું: "બેટા! અહીં રહીશ? તું કઇ જાતનો છે?"

મેં કહ્યું: "હું ક્ષત્રિય છું. વખાનો માર્યો ભટકું છું."

મેં રહેવા ખુશી જણાવી. તે મને પુત્રવત્ રાખવા લાગ્યા. દિવસો વીત્યા તેમ તેમ મૂર્તિઓ બનાવવાના કામમાં હું પ્રવીણ બનવા લાગ્યો. મને ધંધા કરતાં કળા ઉપર વધારે શોખ હતો. આથી મારી ખ્યાતિ વિશેષ થવા લાગી. ભગવાન્ બુદ્ધનાં અને તે સમયની સ્થિતિ દર્શાવનારાં પુતળાંઓથી મેં લોકોને મુગ્ધ કરી નાખ્યા.

સિદ્ધકુમારને ભગવાન્ બુદ્ધ ઉપદેશ આપે છે, એવી જાતની મૂર્તિઓ જ્યારે મેં બનાવી, ત્યારે તેની ખ્યાતિ ઠેઠ મહારાજના અંત:પુર સુધી પહોંચી. મહારાણીશ્રી અને કુમારિકા મૃણાલિની તેના દર્શનાર્થે આવ્યાં. બધાં દર્શન કરી પાસેના ઉદ્યાનમાં ફરતાં હતાં. કુમારી મૃણાલિની બધાથી છુટાં પડી, મૂર્તિઓ પાસે આવીને ફરી વંદન કરવા લાગ્યાં. તેમની આંખો સજલ બની હતી, અને ભાવભીના સ્વરે ભગવાન્ બુદ્ધને દર્શન દેવા વીનવી રહ્યાં હતાં. હું ફરતો ફરતો ત્યાં આવી પહોંચ્યો. મારા તરફ જોઇ રાજકુમારીએ વિનયભર્યા સ્વરે કહ્યું: "આ મૂર્તિઓ આપશો? જે કહેશો તે પિતાજી પાસેથી અપાવીશ."

મેં હા કહી. તેઓ મૂર્તિઓ લઇ ગયાં; પણ સાથે સાથેજ મારા ઉપર એક એવી જાતની છાયા મુકી ગયાં કે, મને ખબર ન પડી કે આ શું થાય છે.

દિવસો વીત્યા. અને અમારો મેલાપ મૂર્તિઓ લેવાના નિમિત્તે ઘણુ વખત થવા લાગ્યો. મારાં ચિત્તના આવેગ રહ્યા ન પણ મિથ્યા પ્રવર્તન કરવા લાગ

એક વખત તેમણે મારા પ્રત્યે પોતાની ઇચ્છા વ્યક્ત કરી. માત્ર ચિત્રના વિચાર એવો હું, તેના ઉપર રાજકુમારી પ્રેમ રાખે છે અને લગન કરવા ઇચ્છે છે એવા વિચારે મને આશ્ચર્યમાં નાખ્યો. અમે બંને શુદ્ધ હતાં, છતાં લોકાપવાદનો ભય સમીપ લાગ્યો. છેવટે અમે અંધ બનીને આ ઉપાય અજમાવ્યો. રાત્રિ જંગલમાં ગાળવાની હોવાથી જીન ઉપર આસન કરી તેને મેં સુવાડી.



રાજકુમારીના સ્મરણ માત્રથી તેની આંખો સજળ બનતી અને હથીઆરો નીચે પડી જતાં.

થોડી વારે તેને સર્પદંશ થયો. છેવટે મારી આ સ્થિતિ બની. મહારાજ! વિધિના કૃત આપણાથી જાણી શકાય છે?

રહી યુવાન્ ફરીને રડ્યો તેના મોઢા ઉપર અશ્રુબિંદુઓ ફરીને જણાયાં. યોગી

આશ્વાસન આપી તેને શાંત કરવા લાગ્યા. ગાલ ઉપર આવેલાં આંસુ પ્રેમથી લેહોવા લાગ્યા.

"પુત્ર ! દેહ ક્ષણભંગુર છે."

યોગીની સૌમ્ય મુદ્રા અને મુખ ઉપર વાત્સલ્યભાવ જોઇ કીર્તિચંદ્રનું ક્ષુબ્ધ હૃદય શાંત થયું. ધીમેધીમે તે સ્વસ્થ થયો.

૨

ડુબી ગએલો સૂર્ય તરતો તરતો બહાર આવ્યો. વૃક્ષ પરનાં અશ્રુબિંદુઓ ધીમેધીમે સુકાઇ જવા લાગ્યાં. પર્વતરાજની પુત્રી સરિતા, પિતા અને સંબંધીના વિયોગે ઝીણા સ્વરે રુદન કરવા લાગી. કીનારા ઉપર ઉભેલાં પ્રિય સખા જેવાં વૃક્ષોને આલીંગી આગળ પાછળ જોતી તે દોડવા લાગી. યોગી પોતાની દૃષ્ટિ સ્થિર કરી કુદરતની સુંદરતાનું સોત્કંઠ પાન કરવા લાગ્યા. તે બોલ્યાઃ "આ દૃશ્ય કેવું છે ?"

"બહુજ મધુર છે"

"પણ વત્સ ! આ વૃક્ષો કાળાંતરે પડી જશે, અને તેને સ્થાને વેરાન હશે. ઉગેલો સૂર્ય આથમી જશે. અને આ વહેતી સરિતાને સ્થાને કાંકરા ઉડતા હશે. પુત્ર ! સર્વની છેવટે આવીજ દશા છે."

કીર્તિચંદ્ર ગંભીર બની ગયો. સજળ નયને બોલ્યોઃ "મારો ઉદ્ધાર શાથી ? સંસાર ત્યાગવાથી કે તેની ધુરીમાં જોડાવાથી ?"

"બેટા, તું હજી આસક્તિની ભૂમિકા ઉપર છે. તારે માટે સંસાર ત્યાગ એ ભુલની દશા ગણાય. હજી તારી પ્રિય મૂર્તિ તારા અંતરમાંથી ખસી નથી; બોલ, ખરી વાત કે નહીં ?"

"હા, મહારાજ."

"ત્યારે તારો ત્યાગ એ 'ત્યાગ' શાનો ? તારું મન અત્યારે તું બીજી દિશામાં વાળ. તારે માથે હજી અનેક કર્તવ્ય છે. આ શબ લઇ તારા મહારાજ પાસે હાજર થા. પુત્રી વિયોગથી તેનું અંતઃકરણ દુઃખી થતું હશે. સૌથી પ્રથમ તું એને શાંતિ આપ. તારા અપરાધની તેની પાસે ક્ષમા માગ. તેનું દયાળુ અંતર તને જરુર ક્ષમા આપશે. ત્યાર પછી તને એમ જણાય કે, જગતમાં સેવા ધર્મ હરેક પ્રકારે સાધી શકાય છે, તો તે પ્રમાણે વર્તજે. મારો આશીર્વાદ છે."

યોગીએ બંને હાથ ઉંચા કર્યા. કીર્તિચંદ્રની આંખો ભીની થઇ. નમન કરી, શબને ખોળામાં લઇ, ઘોડા ઉપર બેસી તેણે પ્રયાણ આરંભ્યું.

મહારાજા પણ અશ્રુપૂર્ણ નયને પુત્રીના આગમનની વાટ જોતા હતા. મૃણાલિનીને તેમણે કોઇ દિવસ કઠોર સ્વરે બોલાવી ન હતી. પણ રાજધર્મ બજાવવો એ તેમને મન પ્રથમ કર્તવ્ય હતું. તેમના ઉગ્ર રાજધર્મથી બીનેજ બંને જણ ગુપ્ત રીતે નાઠાં હતાં.

પણ જ્યારે તેમણે સાંભળ્યું કે, કીર્તિચંદ્ર આવે છે, ત્યારે તેમના હર્ષનો પાર ન રહ્યો. તેમને જણાયું કે, પોતે કર્તવ્યમાં શિથિલ થાય છે છતાં પણ પુત્રી પ્રેમ પાસે તે બધું ક્ષમ્ય જણાવા લાગ્યું.

મધ્યાન્હ હતો. ભાવિ પ્રમાણે સૂર્યદેવ ઉગ્ર બન્યા હતા. મહારાજા હર્ષખેદ મિશ્રિત સ્થિતિમાં આતુરતાથી બેઠા હતા.

કીર્તિચંદ્રે રાજદરબારમાં પ્રવેશ કર્યો. મહારાજા સામા આવ્યા. પાસે આવીને જુએ છે તો રાજકુમારીનું શબ તેજ મારતું હતું.

મહારાજા કપાળે હાથ દઇ બેસી ગયા. તેમને બધું ફરતું જણાયું. કીર્તિચંદ્ર ઘોડા ઉપરથી ઉતરી મ્લાન વદને મહારાજાને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૯૩ ]

# બીજાં નેત્રો અને સાદી 'તું'



લેખકઃ
રા. 'કુસમાકર'

બીજાં નેત્રો ઝારી અમર રસ લાવણ્ય ઝરતી,
યુવા ઉદ્યાને શી નવલ કળીઓ ડોકી રહતી;
કદિ કંપે તારો ઝઝણી કુંળી તંત્રી વિલસતી,
પરિકંપે થોડી પ્રણય પ્રસને સુપ્રભ મીઠી.

વહે એ તો વેગે રુધિરરગહા યૌવન તણું,
ઘડી ઊર્મિ નર્તે રસિક દ્રવ એ મિષ્ટ શમણું;
સદાનો કેદી છું અલકલટ પાશે તવ પ્રિયે!
ઘડી વજ્રોકરી સજ્જડ કુમળી સાંકળ તુટે?

અહો આંજી શ્યામા નયન મધુરે પક્ષ્મ લસવી,
સુધારાણીજીએ નયનરચના અમૃત કુળી;
સ્મૃતિએ હીંચે છે મધુર સ્મરવ્યાપાર પ્રિય હો!
કુલોની શય્યાએ તવરચિત કુંજે કલરવો.

સખી વીત્યાં વર્ષો સ્મર ઉચિત સહુ મિષ્ટ ઘટના,
ટર્તા કાંતિ ભોકતા નયન પ્રિય તે અન્ય રચના;
દીવાલો કુદી એ ખળભળી ગઇ ઉર્મું કહતો,
નવીનાધારામાં હૃદય રસ ચાલ્યો ઉર જશે!

સ્વયં સ્ફુરેલી તે ઉર રસવિચિ ક્યાં શમી ગઇ?
મુખારવિંદો ચારુ મૃદુ મુખ કળી ઉડી સુરભિ;
કુંચી તારા સાદા પ્રણયતણી તત્કાળ ઉઘડે,
પ્રિયે! દ્વારો સર્વે મમ ઉર તણાં ધન્ય પળ તે.





લેખક:

અધ્યાપક ખુશાલ તલકશી શાહ

સભ્ય, સાહિત્યસંસદ


—૬૬૬૬૬૬૬—

ચિત્રકાર :

રા. શિવરાવ સજીપ,

એ. એમ

## મુખ્ય પાત્રો

### પુરુષવર્ગ

અંબાલાલ શેઠ... ... અમદાવાદમાં રહેતા મુંબાઇના એક ગાંધીઘેલછામાં ગરકાવ થએલા વિધુર ધનાઢ્ય.

નરોત્તમદાસ ... ... અંબાલાલ શેઠનો જમાઇ, મધુરીનો વર.

સારાભાઇ ... ... ... અંબાલાલ શેઠનો તદ્દન યુરોપીઅન થઇ ગએલો પુત્ર

મોહનદાસ ... ... નરોત્તમદાસનો બાલમિત્ર.

જીવરાજ ... ... ... અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમનો સહાધ્યાસી.

સરદાર હીરાસિંહ ... પંજાબનો એક અગ્રેસર તાલુકદાર.

શીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એંડ્રૂઝ, મોહનદાસ ગાંધી, અનુપરાય ભોમીઓ.

### સ્ત્રીવર્ગ

માયાવતી... ... ... અંબાલાલશેઠની બહેન–કવિકલાઘેલી ભામિની.

મધુરી ... ... ... અંબાલાલશેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની.

પુષ્પા ... ... ... તેની નાની બહેન.

નોકર, ચાકર ઇત્યાદિ.

## આગલા પ્રવેશોનો ટૂંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુ બેમીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધી વિગત જણાવી રહ્યો છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે, અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પોતાની મહત્તાનાં બણગાં ફૂંકી, ગુપ્ત રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. અંબાલાલ પુષ્પા સાથે પ્રેક્ષકોના પોતાના તરફના સારા નરસા વિચારો માટે વાતચીત કરે છે ત્યાં પ્રેક્ષકોથી કંટાળેલી માયાવતી ખીજવા-એલી આવે છે. વચમાં પ્રેક્ષકો આવતાં પુષ્પા ગભરાઈને ચાલી જાય છે, અને પાછળથી નરોત્તમ પણ હરકેરાઈને આવે છે અને માયાવતી અને નરોત્તમ બન્ને અંબાલાલ સાથે પ્રદર્શનથી થતા પ્રેક્ષકોના કંટાળા બાબત*રસભરી ચર્ચા કરે છે; છતાં અંબાલાલ પોતાની ઉદારતાનો ડોળ છોડતો નથી, એટલામાં જીવરાજ વૈદ્ય આવે છે. જીવરાજની રૂબરૂમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રણાલિઓને પ્રબળ રીતે દાંભિક ઠેરવે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુનો વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલોક વાદવિવાદ થતાં અંતે તે ખીજાઈને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્ય-વિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે, પુષ્પા જાય છે અને નરોત્તમ મધુરીને પરસ્પરની પ્રણયગ્રંથિ દૃઢ કરવા સમજાવે છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે, એટલામાં નરોત્તમનો જુનો મિત્ર મોહન વિશ્વની યાત્રા કરતો આવી તેને મળે છે એની વાત-ચીતમાં નરોત્તમ તેને પોતાની જીવનની વાત કહેવા માંડે છે. તેમાં મધુરી તથા ટાગોર સંબંધી કેટલીક વાતચીત ચાલે છે. એટલામાં ટાગોરનો પત્ર તથા ફોટો આવતાં નરોત્તમ ખીજાય છે. છેવટે મોહનની ખુબીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે. અંબાલાલ સહકુટુંબ બહારથી ફરીને આવે છે. અને ઢોંગ કરી સુતેલો નરોત્તમ આળસ મરડી બેઠો થાય છે. તે અરસામાં ટાગોરરૂપે મોહનની અચાનક પધ-રામણી થાય છે. ટાગોર-મોહનની આર્ય અને આંગ્લમિશ્રિત પદ્ધતિએ આગતાસ્વગતા શરૂ થાય છે. નરોત્તમ પણ તેમાં ભાગ લે છે. જમણ પહેલાં નરોત્તમ અને ટાગોર-મોહન-પોતાના કીસ્સાને કેમ પાર પાડવો તે સંબંધે ચર્ચા કરે છે ત્યાં પુષ્પા આવી નરોત્તમને આરોગ્ય ભુવનમાં કેં રહી જતી ખામીઓ શોધવાનું કહે છે. નરોત્તમ જોવા જાય છે. પુષ્પા અને ટાગોર-મોહન-એકલાં પડતાં સૌંદર્ય કોને કહેવું, કેમ પારખવું વગેરે વાતચીત કરે છે. તેવામાં પુષ્પાનાં ફોઈ-માયાવતી આવે છે અને પુષ્પા ભોજનખંડમાં જાય છે. ટાગોર—મોહન—માયાવતી અને નરોત્તમ વગેરે વચ્ચે સૌંદર્ય વીશે વધુ ચર્ચા ચાલે છે. થોડીવારમાં સર્વે ભોજનગૃહમાં જમવા બેસે છે. જમતાં જમતાં લલિત કલા ઉપર ચર્ચા ચાલે છે. જમણ પુરું કરી સર્વે આરામગૃહમાં મુખવાસ લેવા બેસે છે. અહીં અસહકાર, રાષ્ટ્રીય શિક્ષણ અને પંચવિધ બહિષ્કારને લગતી સામાન્ય ચર્ચા ચાલે છે. અંબાલાલ શેઠ વાદવિવાદમાં નહીં પહોંચી શકવાથી કંટાળી બાગમાં ફરવા જાય છે. થોડી વારે સંગીતનો જલસો શરૂ થાય છે. સંગીતના વાતાવરણથી ઉત્પન્ન થએલા મૌનથી માયાવતી કંટાળે છે અને તે તોડે છે. ત્યારબાદ કાવ્ય અને તેના અર્થ ઉપર ચર્ચા ચાલે છે. વળી પાછું સંગીત શરૂ થાય છે. અંતે કૃતિની સ્વતંત્રતા ઉપર સંવાદ થતાં નરોત્તમ મોહન સાથે ગુસ્સે થઈ ચાલ્યો જાય છે અને સભા સમય થતાં વીખરાય છે. બીજે દિવસે સવારમાં મોહન અને નરોત્તમ મળે છે. અને હવે બાજી કેમ પાર પાડવી તે વીશે વિચાર કરે છે. નરોત્તમના સસરા ઉપર બરોબર દુમશો કરવા મોહનને શીખામણ આપી નરોત્તમ ચાલ્યો જાય છે ત્યાં પુષ્પા આવે છે અને પુષ્પા તથા મોહન વચ્ચે સ્ત્રી પુરુષના સંબંધ છે અને પ્રજોત્પત્તિ વીશે સંવાદ થાય છે. મોહનના કેં પ્રણયલેશગર્ભા વાક્યોથી પુષ્પા કેફિન થઈ ચાલી જાય છે. ત્યાં નરોત્તમ આવે છે અને વળી પાછું ટાગોર-કામણ દુર કરવા બધાજ યત્નો આરંભવા મોહનને ખુબ ઠોકી ઠોકીને કહે છે. નરોત્તમ મોહનને ટાગોર ચીલમ ફુંકે



# મોહન માયા



(હાસ્યરસપ્રધાન ત્રિઅંકી નાટક)

લેખક:

અધ્યાપક ખુશાલ તલકશી શાહ

સભ્ય, સાહિત્યસંસદ



ચિત્રકાર:

રા. શિવરાવ સજીપ,

એ. એમ

## મુખ્ય પાત્રો

### પુરુષવર્ગ

અંબાલાલ શેઠ... ... અમદાવાદમાં રહેતા મુંબાઈના એક ગાંધીઘેલછામાં ગરકાવ થએલા વિધુર ધનાઢ્ય.

નરોત્તમદાસ ... ... અંબાલાલ શેઠનો જમાઈ, મધુરીનો વર.

સારાભાઈ ... ... ... અંબાલાલ શેઠનો તદ્દન યુરોપીઅન થઈ ગએલો પુત્ર

મોહનદાસ ... ... નરોત્તમદાસનો બાલમિત્ર.

જીવરાજ ... ... ... અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમનો સહાધ્યાસી.

સરદાર હીરાસિંહ ... પંજાબનો એક અગ્રેસર તાલુકદાર.

શીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એંડ્રૂઝ, મોહનદાસ ગાંધી, અનુપરાય ભોમીઓ.

### સ્ત્રીવર્ગ

માયાવતી... ... ... અંબાલાલશેઠની બહેન–કવિકલાઘેલી ભામિની.

મધુરી ... ... ... અંબાલાલશેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની.

પુષ્પા ... ... ... તેની નાની બહેન.

નોકર, ચાકર ઇત્યાદિ.

પુષ્પા

આએ કેમ બને?

મોહન

[ઉગ્ર સ્વરૂપે આરોપ ટાળવા સજ્જ થાય છે.] બીલકુલ નહીં! મને એ વિચારજ નથી આવ્યા. સ્વપ્ને પણ અપરિચિત

મધુરી

હમણાંજ આપે કહ્યુંને!

અર્થ ઉઠાવ્યો હશે. સુવર્ણ દેવનો હું પુજારી હોઉંજ કેમ શકું? મારા જેટલી એ ક્ષુદ્ર વાસનાને બીજો કોણ ધીક્કારે છે? આપણા જમાનાની આ પ્રચલિત નબળાઇ મેં અકથ્ય મનોવ્યથાએ પ્રત્યક્ષ કરી હશે, તો સાથે તેની સામે મેં અખંડ બંડ ઉઠાવ્યું છે; તુમુલ યુદ્ધ આદર્યું છે. જમાનો ભલે પૈસાને ઝંખે મને તેની પરવા નથી, કીંમત નથી;



હું તો માત્ર આ વર્તમાનપત્ર લેવા આવ્યો હતો. તે લઈ આ ચાલ્યો.

મોહન

તમારી ગેરસમજ થઇ હશે?

મધુરી

પણ......

મોહન

અથવા તે મારાં વાક્યોનો અણધાર્યો

ઇચ્છા નથી, અગત્ય નથી.

મધુરી

[વિસ્મય ચકિત અજાયબીનો ઉદ્‌ગાર નથી રોકી શકતી] આ શું?

મોહન

તમે સૌ ચાહો તો ભલેને તમારા ચોટામાં,

રસ્તામાં, મેડીમાં મંદિરમાં સુવર્ણ દેવની પધરામણી કરો મારે તેની ભક્તિ નથી કરવી. તમે ભલે સૌ મને અધર્મી સમજી મારી અવજ્ઞા કરો; મને ધુળ નાખો, સમાજ બહાર કરો. મને તેની બીક નથી, પરવા નથી, ચિંતા નથી. જમાનામાં જડાઇ ગએલા આ કુધર્મ, કુદેવની અનિષ્ટ ભક્તિ સામે એકલો પણ હું યુદ્ધ ચાલુ રાખીશ; અને તેમાં પરિણામે નહીં માગું કે નહીં આપું રતિભાર દયા કે ક્ષમા.

**પુષ્પા**

[ આનંદ ઊર્મિમાં ] સાંભળ, સાંભળ મધુ બહેન !

**મોહન**

સોનું સમાજને સડાવે છે, વણસાવે છે. હું તેના પ્રતિકારરૂપ પ્રેમ દેવની નવીન ભક્તિ આદરીશ અને પ્રવર્તાવીશ. કારણ પ્રેમજ સર્વથા પતિત પાવક છે. પ્રેમજ કેવળ ઉત્તેજક, ઉદ્ધારક છે. પૃથ્વીના તમામ ખજાનાનો હું ખુશીથી—નાખુશીથી મધુરીના એક સ્મિત કે પુષ્પાના પરાગ માટે ત્યાગ કરી પ્રેમ ભક્તિમાં લીન થઇશ

**નરોત્તમ**

[ હવે રહી શકતો નથી. ક્રોધમાં પાધરો થઇ આગળ આવે છે. મેજ પર પડેલું એક પત્ર લેવાને બહાને ] શાહબાશ, કવિરાજ ! ખુબ કહી !

**મોહન**

[ વળી મુંઝાણો ] નરોત્તમ ભાઇ !

**નરોત્તમ**

[ ક્રોધનો કટાક્ષ ] મધુરીનું સ્મિત કેટલી કીંમતમા......

**મોહન**

હું તો—હું તો—મધુરા એક સ્મિતની વાત કરતો હતો......

**નરોત્તમ**

એમ કે ? હું તો અહીં ઉભો રહી આપના અપૂર્વ ભાષણ શ્રવણ કરવાનો લહાવો લેતાં લેતાં એક શબ્દ પણ ચુકયો નથી અને મારા સાંભળવા મુજબ તો "મધુરીના એક સ્મિત માટે."

**મધુરી**

[ ઉમળકો રોકાતો નથી ] જરા......

**નરોત્તમ**

[ સાંભળતોજ નથી ] ગભરાશો નહીં. તમારા આ અપૂર્વ વાર્તાલાપને આડે આવવા બીલકુલ ઇચ્છા નથી. કવિરાજના વક્તૃત્વને ખીલવવાને પુર અવકાશ આપવા ખુશી છું. હું તો માત્ર આ વર્તમાનપત્ર લેવા આવ્યો હતો [ પત્ર ઉપાડે છે ] તે લઇ આ ચાલ્યો.

[ જાય છે. ]

**પુષ્પા**

[ મધુરીને હળવેથી ] નરોત્તમભાઇ ખુબજ ખીજાયા છે રખેને બધું ધુળધાણી કરી દે ! [ નરોત્તમને સમજાવવા એ પણ જાય છે.]

**મોહન**

[ પુનઃ સાવધ ] ખરેખર, તમારો વર પણ કોઇ અજબ આશ્ચર્ય આદમી છે !

**મધુરી**

[ હવે તેની સામે સુદ્રઢપણે થાય છે.] નાજી. એમાં જરાએ અજાયબીનું કારણ નથી; એને સ્વાભાવિક અદેખાઇ આવી છે.

**મોહન**

[ ખડખડાટ હસે છે ] અદેખાઇ ! એ તો આંધળાને પણ દેખાય તેવડી મોટી છે. ગઇ કાલે જોયું નહીં ? એક અક્ષર તમને કહ્યું તેમાં તો એ બળી જળી રાખ થતો હતો.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૯૫ ]



# કળા અને ધર્મ

લેખક:
રા. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

ચિત્રકાર:
રા. દત્તાત્રેય
એમ. એ.

ચિત્રકાર શરચ્ચંદ્ર ઉકીલના એક ચિત્રમાં મંદિર ઉપર મોર બેઠો છે. મંદિર ઝાંખું અને જીર્ણ લાગે છે પણ મોર ચકચકિત રંગોથી શોભતો અને આકર્ષક છે. મારા સમજવા પ્રમાણે ચિત્રકારનો આ ચિત્ર દોરવામાં એક ગંભીર હેતુ છે; તે એ કે જ્યારે ધર્મ પોતાનું કાર્ય બજાવવામાં મંદ પડે છે ત્યારે કલા એને વેગ આપે છે. ધર્મનાં સત્યો જ્યારે જુનાં અને અસ્પષ્ટ થઇ જાય છે ત્યારે કલા એને તાજાં અને આકર્ષક કરી આપે છે.

આમ કલા ધર્મના શિખર પર બેસવા યોગ્ય છે. એની સહચરી કે દાસી નથી પણ એના માથાનો મુગટ છે.

તત્ત્વજ્ઞાનીઓ કે ધર્માચાર્યો જે ઉપદેશ આપે છે તે ઘણી વાર શુષ્ક અને ભારે હોય છે. સંગીત, સાહિત્ય અને કલાથી એ ઉપદેશમાં મીઠાશ આવે છે, હૃદય પર સહજ અસર કરવાની તાકાત આવે છે અને ભાર જાણે એમાં ફુલો જેવી કોમળતા આવે છે. કાવ્યમાં ઉપદેશ તો હોય છે. કલામાં પણ અંતર્ગત ઉદ્દેશ ઘણી વાર હોય છે પણ એ ઉદ્દેશ કે ઉપદેશ—"કાંતાસમ"—સ્ત્રી જેવી કોમલતાથી અને સ્ત્રી જેવા પ્રેમથી યુક્તિપુરઃસર અપાય છે.

ધર્મને કલાથી બીવાની કંઇ જરુર નથી અને કલા પણ ધર્મનું જે જીવન કાર્ય છે તે શીવાય બીજા કામમાં પડવા સર્જાએલી નથી.

કલાનો દુરુપયોગ ખુબ થયો છે અને ઇંદ્રિયવૈભવ કે અધમ મોજશોખનું સાધન એને બનાવવામાં આવી છે એ વાત ખરી છે પરંતુ એ વાંક કલાનો નથી. ધર્મ, તત્ત્વજ્ઞાન.

અને વિજ્ઞાનનો પણ દુરુપયોગ થયો છે. જ્ઞાનમાર્ગ અને ભક્તિમાર્ગ જેવા શુદ્ધ અને પ્રેમભાવને પોષનારા ધર્મોની મનુષ્યોને હાથે જે અધોગતિ કરવામાં આવી છે તે જાણ્યા છતાં આપણે જેમ એ વિજ્ઞાન, જ્ઞાન માર્ગ, તત્ત્વજ્ઞાન કે ભક્તિ માર્ગને વગોવતા નથી, એમજ કલાનો દુરુપયોગ થાય છે તેથી કલાને આપણે નિરુપયોગી કે અવગણના પાત્ર તો નહીં ગણવી જોઇએ.

આ વિચાર અત્યારે રજુ કરવા હું પ્રેરાયો તેનું એક કારણ ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર, મારા મિત્ર કિશોરલાલ મશરુવાળાના સંગીત, સાહિત્ય અને કલા વીશેના વિચારો છે. "સાબરમતી"ના ત્રીજા વર્ષના અંક પેહેલા અને બીજામાં એ પ્રસિદ્ધ થયા છે. એ કહે છે:—

"આજે ગુજરાતમાં જ્યાંત્યાં સાહિત્ય, સંગીત અને કલાની ઉપાસના થતી હું જોઉં છું. "કળા એ રાષ્ટ્રનો પ્રાણ છે" એવું એક પાટીઉં સત્યાગૃહ આશ્રમના એ વણાટ મંદિરના દ્વારે લગાડેલું છે. અને સંગીતની ઉપાસના તો ત્યાંથીજ ગુજરાતમાં શરુ થઇ છે એમ કહીએ તો ખોટું નથી. ભર્તૃહરિએ, સાહિત્ય, સંગીત અને કલા વિહીન મનુષ્યને પશુથી એ નપાવટ ગણ્યો છે; એક શ્રુતિ રસનેજ બ્રહ્મરુપે વર્ણવે છે; આટલા જબરજસ્ત આધારો હોવા છતાં સાહિત્ય, સંગીત અને કલા મનુષ્યને પૂર્ણતા સમીપ પહોંચાડે છે એમ માનવાનો હું ઇન્કાર કરું છું.

એમ તો કશીએ વસ્તુ બ્રહ્મથી ભિન્ન ન હોવાથી (રસનો અર્થ સાહિત્ય, સંગીત અને કળાને પોષનારી વૃત્તિ કરીને) રસો વૈ સઃ એ વાક્યને હું ખોટું નથી કહી શકતો; છતાં મારે એટલું કહેવું જોઇએ કે મનુષ્ય જન્મની પૂર્ણતાએ જે ઉપાસના પહોંચાડી શકે, અને જેના વડે સમગ્ર પ્રજાનું કલ્યાણ થાય તે સાહિત્ય સંગીત અને કળાની ઉપાસના નહીં...... ...હૃદયમાં ચાલતાં ઉદાત્ત મન્થનને પરિણામે સ્વાભાવિક રાગબદ્ધ કે તાલબદ્ધ સાથે શબ્દોનો ઉભરો નીકળે તેમાં રહેલું સંગીત હું ક્ષમ્ય માનું છું. કેવળ વૈજ્ઞાનિક શોધને માટે એ સંગીતમાં રહેલા સ્વરોનો અભ્યાસ ક્ષમ્ય માનું છું; પણ અર્થને છોડી દઇને કે ગૌણ કરીને જે કેવળ સ્વરોની કસરત કરવામાં આવે છે, તેથી માનવ જાતિના વિકાસમાં કશી મદદ મળે છે એમ મારા સમજવામાં આવતું નથી. કળાને પણ હું એટલુંજ મર્યાદિત સ્થાન આપું છું. જેટલી કળા કર્મમાં કુશળતા આપવાવાળી છે, એટલીજ કળા મનુષ્યત્વના વિકાસ માટે આવશ્યક છે; એથી વધુ આડંબર એ એને મનુષ્યજીવનના ધ્યેયથી વિમુખ કરવાવાળી છે..........જેમ કરકસર અને પરિશ્રમમાં સમૃદ્ધિનો પ્રાણ રહેલો છે અને ઉપભોગમાં સમૃદ્ધિનો વ્યય છે તેમ ગીત, ભાષા અને મજુરીની સાદાઇ અને વ્યવહારોપયોગિતામાં રાષ્ટ્રનો પ્રાણ રહેલો છે અને સાહિત્ય, સંગીત અને કળાનો–વિલાસ કહો કે વિકાસ કહો એમાં રાષ્ટ્રનાં પ્રાણના વ્યયની શરુઆત થાય છે.

× × સાહિત્ય, સંગીત અને કળામાં કૈં મૌલિક વસ્તુ હોય, તોપણ તે ભોગની વસ્તુઓ છે; નિવૃત્તિકાળે, જ્યારે જગતમાં કોઇ દુઃખી પ્રાણીની સેવા કરવાને અવકાશ નહીં રહ્યો હોય ત્યારે આપણે કદાચ એનો ઉપભોગ કરીશું. હું તો આજે જોઉં છું કે યુવાવસ્થાની ભરતીમાં પોષેલી અનેક સુખોની અને ભોગોની આશાઓને નિષ્ઠુરપણે છેદી નાખવામાંજ આપણો પુરુષાર્થ રહેલો છે એને પોષવામાં નહીં."

ઉપરના વિચારો ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર (રજીસ્ટ્રાર)ના છે, છતાં સુભાગ્યે મહાવિદ્યાલય સાહિત્ય, સંગીત અને કલાનું પૂજક છે. એના નવા મકાનના મુખ્ય દ્વારે બંને બાજુએ પથ્થરોમાં સુંદર જાળીઓ કોતરેલી છે; વિદ્યાલયના વર્ગો શરુ થાય તે પહેલાં ઉત્તમ સંગીત સાથે રોજ પ્રાર્થના થાય છે; અને વાર તહેવારે થતા તમામ મેલાવડા સંગીત વગર શરુ નથી થતા. ચિત્ર પ્રદર્શનો વર્ષો વર્ષ થાય છે અને સાહિત્યના ખાસ વર્ગો ઉપરાંત વિદ્યાલયની પુસ્તકશાળામાં

નવલકથાઓ, કાવ્યો અને કલાનાં ઉત્તમ પુસ્તકો ૩૦,૦૦૦ રુપીઆની કીંમતનાં છે. ફુલ, પાન, ધૂપ વગેરે વારંવાર વપરાય છે અને નાટ્ય પ્રયોગો પણ અધ્યાપકો અને વિદ્યાર્થીઓ મળીને વર્ષમાં એકાદ વાર કરે છે.'

વિદ્યાલયમાં રાજપ્રકરણ, સાહિત્ય, ભાષા વેપાર, આર્ય વિદ્યા મંદિરો ઉપરાંત બીજા કોઇ સરકારી વિદ્યાલયમાં નથી એવું લલિત-કલા મંદિર છે; અને એમાં ચિત્રવિદ્યા અને સંગીતના વિષયો ઉપર ખાસ ધ્યાન અપાય છે. આ ઉપરાંત મીલાન (ઇટલી) જઇ આવેલા શ્રીયુત કોઠારેએ મુંબાઇ માં એક કલાભુવન કાઢ્યું છે તેમાં શિલ્પ, ચિત્રવિદ્યા, મૂર્તિવિધાન વગેરે વિષયો શીખવવામાં આવે છે. આ કલાભુવન ગુજરાત વિદ્યાપીઠે સ્વીકાર્યું છે.

આ ઉપરથી જણાશે કે મહામાત્રના વિચારો એમના અંગત છે. વિદ્યાપીઠની શિક્ષણ નીતિ સાથે એને કંઈ સંબંધ નથી. તેમ છતાં એ વિચારોમાં રહેલા દોષો આપણે તપાસીશું.

મનુષ્યનો વિકાસ શાથી થાય છે? પૂર્ણતા સમીપ એ કેવી રીતે પહોંચે? જે કેળવણી એની અંદર રહેલું તત્ત્વ બહાર કાઢી આપે તેને ખરી કેળવણી કહેવાય છે; તો કેળવણીમાં મુખ્ય કઇ કઇ બાબતો એ કામ કરે છે તે આપણે જોવાનું.

બાળક અમુક સંસ્કારો લઇને જન્મે છે. ઇંદ્રિઓ વડે એ જગત્ જુએ છે; અવલોકન, સ્મરણ, મનન, નિદિધ્યાસન દ્વારા એ બુદ્ધિ કેળવે છે; નિશ્ચયો કરે છે; એને કામનાઓ હોય છે. શુભ અને અશુભ કામનાઓ, એને તારવવી પડે છે. સદ્‌વૃત્તિ કઇ અને અસદ્‌ વૃત્તિ કઇ એ એને સમજવું પડે છે. અંતર્યામી ઓળખવો પડે છે. અંતર્યામીના હુકમો કેવા હોય છે તે એને સમજવું પડે છે અને એ હુકમો પ્રમાણેજ વર્તન રાખવું જોઇએ એવા નિશ્ચયો કરવા પડે છે. ઇચ્છાશક્તિ અને નિશ્ચય બળ પર એની ફત્તેહ કે પરાજયનો આધાર હોય છે.

એને લાગણીઓ હોય છે. હર્ષ, શોક, કામ, ક્રોધ, પ્રેમ, તિરસ્કાર ઇત્યાદિ એ સૌને યથાસ્થાને રાખી, વિવેક પુરઃસર મર્યાદિત કરી એને જીવન વ્યતિત કરવાનું હોય છે. ભક્તિ, સ્નેહ, દયા વગેરે પ્રેમનાં જુદાંજુદાં સ્વરૂપો ખીલવી એને હૃદય ઉન્નત કરવું પડે છે; શરીર નીરોગી રાખી, બળવાન બનાવી, મનને એકાગ્રતા શીખવી, અવલોકન, શ્રવણ, વાચન, મનન નિદિધ્યાસન વગેરે દ્વારા બુદ્ધિ બળ મેળવી લાગણીઓને પ્રેમથી પોષવાની છે. અંતર્યામીને ઓળખવાનો છે. શરીર મન, બુદ્ધિ અને હૃદયને પોતપોતાના ધર્મ બરાબર બજાવવાની સ્થિતિમાં મૂકી આપે અને સદાચારનો અભ્યાસ પાડે તે સાચો ગુરુ. એક ગુરુથી આ કાર્ય થતું નથી. અનેક ગુરુઓ, સંતસમાગમ, ભક્તિ, ઉપાસના વગેરેની મદદ વડે ચિત્ત શુદ્ધિ થાય છે. અને કોઇ પણ શાળા કે પાઠશાળા સમગ્ર પ્રયત્નો વડે વિદ્યાર્થીઓમાં આટલું કરી આપે તે એને પૂર્ણતાના માર્ગે વિકાસની દિશાએજ ચઢાવે છે એમ સમજવું.

સાહિત્યમાં ભાષા, ઇતિહાસ, નવલકથા કાવ્ય, જીવન ચરિત્રો, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન ઇત્યાદિ હોય છે. જે દેશમાં આ વસ્તુઓ વિશેષ તે દેશમાં પ્રજાને ઉન્નતિનાં સાધન વિપુલ છે. જ્યા ભાષા નિર્બલ અને સાહિત્ય થોડું ત્યાં પ્રજાને કે બાળકોને વિકાસનાં સાધન અધુરાં.

કેવળ, મુળ સત્યો "ब्रह्म सत्यं जगन्मिथ्या" કે "વાવો તેવું લણો અને કરો તેવું પામો;" એવાં સત્યો તો આંગળીને વેઢે ગણાવી જઇએ એટલાંજે હોય છે; પરંતુ એટલાં, તમામ પ્રજા મોઢે કરી જાય કે સમજી જાય એથી મનુષ્ય સ્વભાવની નાના-વિધ વિચિત્રતાઓને પહોંચી શકાતું નથી. મેરી કોરેલી જેવી સાહિત્ય ભક્ત "સૌરોઝ ઓફ સેતાન" લખે છે અથવા તો મહા કવિ ગીટી જેવા "ફૌસ્ટ" જેવાં કાવ્યનાટકો યોજે છે ત્યારે તો પાપ વૃત્તિમાં ફસાવાથી શી અધમતા; અને "જીવતાં નરક" એ કેવું તેની જેવી છાપ હૃદય પર પડે છે એવી બીજા કશાથી નથી પડતી.

"કુદરતમાં પ્રભુનાં દર્શન થાય છે" એવું સાદું સત્ય કદાપિ સહજ યાદ રહી શકે પરંતુ એનો તાદૃશ્ય ચીતાર તો કવિ નરસિંહરાવ જેવા—

મધુર કુસુમ વીશે જ્યમ સુંદરા,
કૌમુદિ મુદમદા, ઉષા મનોહરા...

ઇત્યાદિ ગાય ત્યારે જેવો થાય તેવો સાદી સરળ વાણીના ઉદ્‌ગારથી નજ થઇ શકે.

આમ હોવાથી નવલકથાકાર, કવિ કે નાટકકાર જેવા કલાવાનોની જો ગુજરાતમાં જ્યાં ત્યાં ઉપાસના થતી હોય તો એ દેશનું સુભાગ્ય છે, દુર્ભાગ્ય નથી.

સગીત સ્વાભાવિક હોય તો ભાઇ મશરુવાળા એને ક્ષમ્ય માને છે. એટલે એ પ્રવૃત્તિને એ માફ કરવા જેવી કહે છે. બાકી ગુનો તો ખરોજ. વળી કેવળ સ્વરોની કસરત એટલે વારંવાર લેવાતા આલાપો માનવજાતિના વિકાસમાં કંઇજ મદદ નથી કરતા એમ એ કહે છે.

હવે ઉસ્તાદો ઘણી વાર પોતાની હોંશીઆરી બતાવવા આલાપો લે છે એનો તો મને



એ દીપમાળા ઉપર દીવો મુકવા જાય છે.

પણ કંટાળો છે; પરંતુ અલ્લવરના ઉત્તમ ગાયક અલાબંદાખાને, ગઇ સંગીત પરિષદ્ વખતે અમદાવાદમાં ગળાની જે અદ્‌ભુત શક્તિ બતાવી હતી તે જો કે સભામાં હાસ્યાસ્પદ લાગી છતા હું માનું છું કે કેવળ પુરુષ પ્રયત્નથી કંઠની કેળવણી શું પરાક્રમ કરી શકે છે તે જોવાનું એ ઉત્તમ સાધન થઇ પડયા હતા. વળી આલાપોની કેવળ અર્થ વગરની ધુન પણ કેટલીક વાર કોઇ અવર્ણનીય સુખનો અનુભવ કરાવે છે. પ્લેટો કહે છે કે "સંગીત એ નીતિનો બોધ કરે છે. જડ જગતનો એ પ્રાણ છે; એ મનનો વેગ વધારે છે; અને કલ્પનાને પાંખો આપે છે. દીલગીરીને દૂર કરવાનું એ જાદુ છે. તમામ વસ્તુમાં એ જીવ મુકે છે એટલુંજ નહીં પણ સર્વેને તેજસ્વી બનાવે છે. સુનિયમનું સગીત એ તત્ત્વ છે અને જે કંઇ સારું છે, ન્યાયવાળું છે અને સુંદર છે એ સર્વેની તરફ સંગીત આપણને ખેંચી જાય છે."

પ્રભુ સાથે યોગ કરવામાં જ્ઞાન, ભક્તિ અને કર્મ માર્ગ ફત્તેહમંદ નીવડયા છે; પરંતુ એ સૌ માર્ગમાં પોતાનું કાર્ય સરળ થાય તે માટે સંગીતની પુષ્કળ મદદ લેવામાં આવી છે મંદિરોમાં જે સંગીત હોય છે તેને કેવળ



મારે ઘેર અંધારું છે, દીવો મને આપી દે

વિલાસની સામગ્રી કહી શકાય એમ નથી.

બ્રહ્માનંદથી પણ સંગીતનો આનંદ અધિક છે. પ્રભુના જે સત્, ચિત અને આનંદ એવાં ત્રણ સ્વરૂપો છે તેમાં આનંદ સ્વરૂપનુ સાક્ષાત્ દર્શન કરાવી, સંગીત આનંદમય પ્રભુ સાથે આપણો યોગ કરાવી આપે છે.

કેવળ મધુર આલાપો પણ્ કોઇ સંગીતમય સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. રાગો-નાં માનસિક ચિત્રો ઉત્પન્ન થાય છે. તેની છબીઓ પણ પ્રાચીન ચીતારા-ઓએ દોરી છે, એ ચિત્રો આબેહુબ છે કે નહીં તે વીશે મતભેદ દર્શાવી શકાય પણ બીથોવન કે વાગ્નર જેવા પશ્ચિમના ગાયનાચાર્યોનાં સંગીતની પણ મનોમય સૃષ્ટિઓ મનાય છે.

આથી સંગીતની પ્રવૃત્તિ માફ કરવા લાયક નહીં પણ ઉપકારક પ્રવૃત્તિ છે. એ કલ્પના શક્તિને ઉત્તેજક, ભક્તિ રસની પોષક અને સૌંદર્ય નારાયણનાં સાક્ષાત્ દર્શન કરાવનારી છે.

આથી ગુજરાત સંગીતની ઉપાસ-ના કરવા લાગ્યું હોય તો એ પણ એનું સુભાગ્ય છે.

હવે રહી કલા; ભાવનામય સ્વરૂપોને યોગ દૃષ્ટિથી જોએલા સત્યોને-મૂર્તરૂપ આપવાં એ શિલ્પીઓ, ચિત્રકારો અને સ્થાપતિઓનાં કામ છે. જે શિલ્પિએ, નટરાજની મૂર્તિ બનાવી છે એણે હીંદુ ધર્મની જેવી તેવી સેવા નથી બજાવી.

શિવનુ આખુ અંગ તાલમય તાંડવ નૃત્ય કરે છે પાશવ વૃત્તિઓ સંપૂર્ણ કબજામાં છે શુષ્ક જ્ઞાન ચર્ચાઓ કે મિથ્યા પાંડિત્ય કે



આવી મૂર્ખ રમતો તમે કયાં સુધી રમશો?

આડંબરી પણ સમારંભો પર વિજય મેળવી નટોનો રાજા, એવો નાચ કરી રહ્યો છે કે જેનું અનુકરણ આપણે નાના નટોએ પણ કરવું જોઈએ. સૃષ્ટિના મહાન્ નિયમોને અનુકુળ રહી પ્રવૃત્તિ કરવી એજ આપણો પરમ ધર્મ છે. શિવનાં તમામ અંગો અતિશય ગતિમાન હોવા છતાં મોં પર પરમ શાંતિ, અને આનંદ છે. આપણે પણ પ્રવૃત્તિમાં એવીજ આંતરિક નિવૃત્તિ રાખી સંસારના સુખ દુઃખમાં સમભાવ રાખવો જોઈએ. સહજ આનંદ એ આપણો વારસો છે. પ્રવૃત્તિમાં પડવા છતાં એ ના ગુમાવવો જોઈએ.

આટ આટલાં સૂચન જે મૂર્તિ કરે તે અર્થ શાસ્ત્રની દૃષ્ટિએ ઉપયોગી ખરી કે નહીં એવો સવાલ ના પુછવો જોઈએ. એ અર્થમાં તો કલા તદ્દન નકામી છે. પરંતુ તેથી શું? ઉચ્ચ આદર્શોવાળો માણસ કૈં અર્થશાસ્ત્રની આજ્ઞામાં ઓછોજ રેહેવા માગે છે?

"ગીતાંજલિ" માં, પેલી બાળા, દીપમાળા શણગારવા જતી તમે નથી જોઈ? એ દીપમાળા ઉપર દીવો મુકવા જાય છે. એકલવાયો જુવાન એને પોતાના ઘરમાં દીવા વગર અંધારું છે માટે એ દીવો આપી દેવા વીનવે છે. બાળા કહે છે "નાના દીપ-માળા ઉપર સેંકડો દીવા ભલે રહ્યા. આ દીવો તો હું સાંજ મુકી આવીશ. તમારા ઘરમાં અંધારું છે પણ તમને તો એ નહીંજ આપું."

વળી પાછી એજ બાળા આકાશને દીવો ધરવા જાય છે. યુવક પુછે છેઃ "આકાશમાં ઘણાએ તારા છે. બધાનું અજવાળું પણ અંધારી રાત્રે રસ્તો નથી દેખાડતું તો અંતરીઆળ તારો દીવો લટકશે, એનો શો હીસાબ છે? મારે ઘેર અંધારું છે એ દીવો મને આપી દે." બાળા નાજ કહે છે "તારા ઉગ રહ્યા. મારા આકાશ દીવાથી અજવાળું ભલે ના પડે. હું તો સાંજ લટકાવીશ. દીવો સુંદર દેખાય છે."

ત્રીજી વાર પાછી એજ સૌંદર્યપૂજક બાળા, પેલા રેંટીયા પર રંગ કે ચિત્રો નહીં પાડવા દેનાર ભાઈ મશરૂવાળા જેવા ઉપયોગ તપાસનાર જુવાનને મળે છે. આ વખતે એ પાછો એવોજ દીવો ગંગાજીના પાણીમાં વહેવડાવી દેવા નીકળી છે. "અરે! એવા નકામા દીવા ગંગામાં રોજ તરે છે! પવન, ને પાણીનાં તરંગોમાં તે એ ક્યાં સુધી ટકે! જરાક વારમાં એ હોલવાઈ જાય છે. આવી મૂર્ખ રમતો તમે ક્યાં સુધી રમશો? ઘી નકામું જાય છે. કોડીયું ડુબી જાય છે ને બત્તીનું રુ ને એની પાછળની મેહેનત એ કશાનો તમને લોકોને કેમ હીસાબ નથી! મારા ઘરમાં અંધારું છે. અડધી રાત સુધી એ દીવો કદાચ બળશે ને મારી અંધારી ઓરડી ઉજ્જળશે. ભલી બાળા! એ દીવો મને આપી દો."

બાળા તો નાજ પાડે છે. એ કહે છે; "ના ના આ દીવો તો હું ગંગાજીમાંજ વહેવડાવીશ."

અને હરદ્વારમાં સુગંધી ફુલો ભરેલા પડીયા અને હજારો દીવા ગંગાજીમાં તરતા આજ પણ જેમણે જોયા છે તેમને પેલી બાળા "વ્યવહારોપયોગિતા" વગરની હોવા છતાં "કળાનો વિલાસ કહો કે વિકાસ કહો એમાં રાષ્ટ્રના પ્રાણનો વ્યય" કરતી કોણ કહેશે!

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૧]



એક નિરાધાર સુંદરી એકાદ લપસણા ખડગ પર પથ્થરને ટેકવી ઉભી છે.

કલા અને ધર્મ— [પૃષ્ઠ ૩૦૧.



મહેતાજીનો શિષ્ય પરનો પ્રેમ ઉભરાઇ ગયો; અને પોતાની મેળે આ આશાસ્પદ
શિષ્યને ઘેરથી લેઇ ને સુધી આવવાનુ કામ પોતે વહોરી લીધું.



# સ્વપ્નદ્રષ્ટા

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ,
પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકારઃ
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્ય સંસદ.

અને
રા. રવિશંકર રાવળ

## આગલાં પ્રકરણોનો સાર

### પ્રકરણ પહેલું

આણંદના સ્ટેશન ઉપર મુંબાઇના આગળ વધેલા બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્ર ને ભાવિ વહેવાઈ રા. બ. પ્રમોદરાયનો મેળાપ થાય છે. તેઓ સાથે વડોદરે જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરા કોલેજમાં અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે અનેક સ્વપ્નો રચે છે. તેને મળવા તેઓ બંને કોલેજ રેસીડંસીમાં જાય છે. પરંતુ તે પો. ષિના ભાષણમાં ગયો છે એટલે રા. બા. પ્રમોદરાય ત્યાંજ બેસે છે અને ના. જગમોહનભાઇ તેમના સાળા રાજાભાઇને ત્યાં રા. બ. ને અને સુદર્શનને જમવાનું નિમંત્રણ આપી જાય છે.

થોડી વારે સુદર્શન આવે છે અને પિતા પુત્ર મળે છે. અને થોડી વાર દેશની પરિસ્થિતિ વીશે વિવાદગ્રસ્ત ચર્ચા ચાલે છે. અંતે રા. બ. સુદર્શનને લેઇ નામદારને તથા તેમના કુટુંબને—સુલોચનાને, તેની ભાવિ પત્નીને—મળવા માટે રાજાભાઇને ત્યાં જવા તૈયાર થાય છે. સુદર્શન કચવાતે મને, પોતાના મિત્રોને રાત્રે સમયસર આવવાનું કહી જાય છે.

### પ્રકરણ બીજું

રાજભાઇને ત્યાં રાવબહાદુરની મોટ્ટલી દીકરી–સુલોચના—આજે તેને ભાવિ પતિ મળનાર આવનાર હોઇ તેનો વિચાર કરતી બેઠી છે. સુબાઇ વિના અન્ય કોલેજના વિદ્યાર્થીઓ માટે તેને માન નથી; તેમાં એ પુસ્તકપંડિતો માટે તો જરાએ નહીં. સુદર્શનનો વિચાર આવતાં તે તેને 'ઓથીયું' ગણી હસી કાઢે છે.

પ્રમોદરાય અને સુદર્શન ત્યાં આવી પહોંચે છે. વડીલો કેટલાંક અગત્યનાં કામમાં રોકાય છે અને એક ખંડમાં સુદર્શન અને સુલોચના–ભાવિ વરવહુ–અતડારાથી એકમેક સામે જોઇ રહ્યાં છે. આખરે સ્પષ્ટ વાર્તાલાપ શરૂ થાય છે. અને સુદર્શન સુલોચનાને પોતાનું જીવન ધ્યેય સમજાવતાં એકમેકનો પાટો નહીં ગોઠે અને તેની સાથે લગ્ન નહીં કરવાનું સુલોચના પ્રાસેથી વચન લે છે.

જમતાં જમતાં પ્રચલિત રાજ્યનીતિ અને દેશસ્થિતિ વીશે વાર્તા વિનોદ શરૂ થાય છે. સુદર્શન અનિચ્છાએ એક બે પ્રશ્નોના ઉત્તર આપે છે.

સાંજના રાવબહાદુર અને પ્રમોદરાય પોતપોતાને સ્થળે વદાય થાય છે.

સુદર્શન છુટકારાનો દમ ખેંચતો પોતાની રુમ ઉપર પાછો જાય છે. રસ્તામાં પોતાની સ્થિતિ વીશે વિચાર કરતાં કરતાં હીંદની સ્થિતિ વીશે વિચાર કરવા માંડે છે અને હીંદ દેવીની મૂર્તિને સેવાની આજ્ઞા કરતી જુવે છે. થોડી વારે આ સ્વપ્નમાંથી જાગૃત થઈ તેના મિત્રોને જઇ મળે છે અને તેના મિત્રમંડળ સાથે સાંકેતિક સ્થાને—ભીમનાથના તળાવે—મળવા તૈયાર થાય છે.

( હવે આગળ વાંચો.)

## પ્રકરણ ૩ જું

### સંસ્કાર જાગૃતિ

૧

સુદર્શનની માનસિક સ્થિતિ સમજવા આશરે ૧૯–૨૦ વર્ષ પાછળ જવું જોઇએ.

જ્યારે પ્રમોદરાયને ઘેર સુદર્શન અવતર્યો ત્યારે પિતા ને પુત્ર બંનેનાં ભાગ્ય ઉઘડ્યાં એમ માનવામાં આવતું હતું. પ્રમોદરાય જેવાના સદ્‌ભાગ્યનો ઘડો અધુરો હતો તે પુત્ર પ્રાપ્તિથી ભરાઇ ગયો; અને સુદર્શનને પ્રમોદરાય જેવા પ્રતિષ્ઠિત હોદ્દેદાર જેવાનું પુત્રત્વ પ્રાપ્ત થયું.

આ સદ્‌ભાગ્યથી પિતા તો હરખાઇ ગયા, પણ પુત્ર મહો હરખાયો એમ લાગ્યું નહીં. સામાન્ય છોકરાં રડે તેટલું રડી, ઉજાગરા કરે તેટલા ઉજાગરા કરી ને પજવે એટલું પજવી તેણે સંસારયાત્રાની પહેલી મજલો કાપવા માંડી, પિતા, માતા, બહેન ને સગાંઓનાં અનેકવિધ લાડ ને વહાલનો હીસાબ હોય નહીં તેમ તેણે સાધારણ બાળકોના જીવનની પ્રણાલિકા તોડવાની ચોખ્ખી ના પાડી. અને જુનાં એ બધા લાડ કરનારાંઓની નજરે આ વિરલ બાળકમાં અગમ્ય જેવી શક્તિ દેખાયાજ કરી.

જ્યારે તે ચાર વર્ષનો થયો ત્યારે તેનું વિશિષ્ટ ગુણ ગાંભીર્ય છે એમ બધાને લાગવા માંડ્યું. રડવા કે તોફાન કરવાને બદલે કોઇ બેસાડે ત્યાં બેસી રહી ચારે તરફ ડોળા ફેરવ્યા કરવામાં તેને જીવનની સાર્થકતા લાગતી જણાઇ. હાઇ કોર્ટના જજને છાજે એવું ગાંભીર્ય તેના કુમળા મુખ પર બીરાજતું જોઇ

સગાંવહાલાંઓને ખાત્રી થઇ ગઇ કે આ કોઇ પુણ્યશાળી આત્મા દુનીઆનું અવલોકન કરવા ઉતરી આવ્યો હતો.

કયે વર્ષે તેણે ધુટણીયાં કરવા માંડ્યાં, કયે વર્ષે તે વગર પડ્યે ચાલી શક્યો, કયે વર્ષે તેણે બોલવા માંડ્યું એ બધું સંબંધીઓના હ્રદયમાં—કાંતો હેતને લીધે કે કાંતો તે મોટા માણસનો એકનો એક પુત્ર હતો તેમાં—કોરાઇ ગયું. તે કેટલું ખાતો, કેટલું પીતો, કેટલું ઉંઘતો તે વગેરે સૂક્ષ્મ શારીરિક વિગતો તે હોરપ્રીટલની નર્સની અથાક ચીવટથી સંઘરતાં; અને જેમ મહાદેવ દેસાઇ મહાત્મા ગાંધીજીની માંદગી વખતે તેમની એ વિગતો દેશમાં ફેલાવે છે તેમ અને નેવાજ રસથી ને ઝીણવટથી તેઓ તેને ન્યાતમાં ને સગામાં ફેલાવતાં.

બાળકે વધવા માંડ્યું; અને ઘણીજ નાની ઉમ્મરે, તેની બુદ્ધિની તીક્ષ્ણતા પર આફ્રીન થઇ તેને ભાનુશંકર મહેતાજીની ગામઠી નીશાળે પાટી પર ધુળ નાખતો કર્યો. ભાનુશંકર મહેતાજીનો શિષ્ય પર પ્રેમ ઉભરાઇ ગયો; અને પોતાની મેળે આ આશાસ્પદ શિષ્યને ઘેરથી લઇ ને મુકી આવવાનું કામ પોતે વહોરી લીધું. મહેતાજીના બીજા શિષ્યો આ નવા શિષ્યને અપાતા માન તરફ ઇર્ષાથી જોઇ રહ્યા, અને માંહોમાંહ્ય દ્વેષથી બબડવા લાગ્યા કે મહેતાજી સુદર્શનને ઘેરથી એક મુઠીને બદલે બે મુઠી ચોખા મળે એ દાનતથી આ માન દેખાડતા હતા. ભાનુશંકર મહેતાજીએ સાઠ વર્ષની જીંદગીમાં આખા ગામનાં છોકરાંઓના હાથ પર જે નિષ્પક્ષપાત રીતે સોટીઓ મારી ન્યાયવૃત્તિનો પુરાવો આપ્યો હતો તે જોતાં આ બબડાટ માત્ર દ્વેષબીજ પ્રેરાયો હતો એમાં કંઇપણ સંદેહ નહોતો.

પણ બાળકે તેની હંમેશની તટસ્થતાથી કંઇપણ પક્ષપાત દેખાડ્યો નહીં. મહેતાજીની નીશાળે જે આંક તે ભણતો તે ભુલી જઇ, ઘેર આવી વાંચતાં શીખવાનો શોખ તેણે કેળવવા માંડ્યો. થોડા વખતમાં તેનો એ શોખ એટલો વધી ગયો કે પ્રમોદરાયે તેને મહેતાજીની શાળામાંથી ઉઠાડી, ઘેર માસ્તર રાખી ભણાવવા માંડ્યો. આ સમયે સુદર્શનના મગજમાં ઉદ્ભવતા તરંગો તેણે આપેલી આશાઓને શોભાવે એવા હતા.

જ્યારે પ્રમોદરાય ઘેરથી ઓફીસમાં જતા ત્યારે તે છાનોમાનો દીવાનખાનામાં આવી પોતાના પિતાની ખુરશી પર બેસી જતો. પલ વારમાં તે ખુરશી સત્તાનું આસન થઇ જતી. ટેબલ પર પડેલા રેવેન્યુ ખાતાના તુમારના જુદાજુદા થોકડામાં રાજ્યો ઉથલપાથલ કરવાનાં રહસ્યો આવીને વસતાં. ત્યાં પડેલી સાત આઠ ખુરસી પર વૃદ્ધ ને બાહોશ મંત્રીઓ આવીને બેસી તેની આજ્ઞાને માટે વાટ જોવા લાગતા. ભોંય પર પડેલા બે ગાદીતકીઆ પર અગણિત મુત્સદ્દીઓ ઉધું ઘાલી કંઇ ઘણીજ જરુરી વસ્તુ લખલખ કર્યા કરતા દેખાતા; બારણા આગળ પડેલા ઘોડામાં હારદોર રાખેલી લાકડીઓ ચોકીદાર બની તેના હુકમની વાટ જોતી ઉભી રહી જતી. આ બધાનો આધાર તેના પર હતો. ઘણી વખત એ બધાને ચમકાવવા તે પોતાની ખુરસી પર કુદતો—ને બધા ભયત્રસ્ત બની જોઇ રહેતા. તરત તે જોરથી પોતાની મુઠ્ઠી ખુરસી પર ઠોકતો, ને બધા પાછા હતા તેવા કાર્યનિમગ્ન બની રહેતા.

ને સાંજના સીપાઇને લઇ 'સરકારી બાગ'માં ફરવા જતો. ત્યાં જઇ સીપાઇને એક ખુણે બેસવાનું કહી, હાથમાં નેતરની નાની લાકડી લઇ તે એકલો એક નિર્જન જગ્યા

પર જતો. તે ચારે તરફ ગર્વથી નજર નાખતો. ફાપેલા ઘાસમાં અગણિત પાયદળ દેખાતું. ફુલના છોડો ઘોડાની પલટન થઇ જતી ને તેનાં પાંતરે પાંતરે અધીરા ઘોડાઓની ડોક ઉંચી નીચી થતી. અને મોટા વૃક્ષોનું ગજરાજનું જુથ તેના માનમાં સુઢો હલાવતું. સખત ને સત્તાશીલ નજરે તે બધા તરફ જોતો; અને એવામાં દુશ્મનના આક્રમણનો સંદેશ આવી પહોંચતો. ડાબા હાથના આંગળાના મ્યાનમાંથી, જમણે હાથે તે પોતાનુ ખડ્ગ–નેતરની સોટી–કાઢતો ને તેનું બધું સૈન્ય દુશ્મનનો દોર દળવા તત્પર થઇ જતું.

તે ખડ્ગ લઇ ઘુમતો. ચારે તરફ દુશ્મનો વીંટાઇ વળતા. તે અણસાંભળેલી બહાદુરી દાખવતો; દેવીઓના વ્યૂહોનો કચ્ચરઘાણ કરતો. તે ઘવાઇ જતો, તેને લોહી નીકળતુ. એક કરેણના ઝાડ પર લાગેલું ફુલ–હાથી પર સંતાઇ બેઠેલો દુશ્મન રાજા તેની નજરે પડતો. તે એક છલંગ મારી તેના તરફ કુદતો અને તરવારને એક ઝટકે એ પાપી રાજાને હણી ધરણી પર પાડતો. તેનો વિજય થતો;– અને સાંજના મંદ પવનમાં નીચાં વળતાં ઝાડ પાનો–હારી ગએલા દુશ્મનો–પ્રણિપાત કરતા. ઘણી વાર પવન ન હોય તો હઠીલા દુશ્મનો નમવાની ના પાડતા. તે થોડી વાર વાટ જોતો. જો એટલામાં પવન આવે તો–કોઇક વાર નિરાધાર દુશ્મનો નમવાનું દુરસ્ત ધારતા. નહીં તો–મરતા વેરીને મારવો નહીં એ સૂત્ર યાદ કરી, અરિંધ શત્રુ હો ન નમે એમ કહી તે વિજયનું ઔદાર્ય દાખવતો.

નદી કીનારે ઉભા રહેવું તેને ઘણું ગમતું. તે એકલો શાંત ને દુર્જય ઉભો રહેતો. તરંગોને તરંગોનાં પારકાં સૈન્ય તેના પર ચઢી આવતાં છતા તેની પાસે આવવાને તે અસમર્થ હતાં. તેની અદ્‌ભુત શકિતથી તે અસ્પૃશ્ય હતો. મોજાંઓના નીષ્ફળ ધસારા તરફ તે તિરસ્કારથી હસતો.

ઘણી વખતે દશે દિશાના રાજાઓ તેના પર સુલેહના સંદેશા પાઠવતા, અને તે મહેરબાનીની રાહે તેને સ્વીકારતો.

આમ દરરોજ કલાકોના કલાકો સુધી તે રોકાએલો રહેતો. આ બધી સત્તાનો, તે એકલો ધણી હતો છતાં તે વીશે કોઇ કૈં જાણતું નહોતું એ જોઇ તેને ઘણો આનંદ પડતો. તે બીજા બધા તરફ અને ખાસ કરીને તેના સરખી ઉમ્મરના છોકરાઓ તરફ તદન બેદરકાર હતો–એ બધા આમાંનું કશું જાણતાજ ન હતા.

ધીમેધીમે આ બધી સ્વપ્નસૃષ્ટિનું પ્રાબલ્ય વધતું ગયું. એના બાપ પટાવાલા સાથેજ આવતા; ગામના લોકો તેને માનભેર મળવા આવતા તે રોજ અનેક તુમારો પર સહી કરી દુનીઆને ચલવતા. તે અને તેના બાપ ઉપરજ આખી દુનીઆ ચાલતી હતી એ તેને મન સ્પષ્ટ થતુ જ ગયું.

૨

અમદાવાદમાં તેમજ પ્રમોદરાયની જ્યાં નોકરી હતી ત્યાં સુદર્શનનાં ઘર ચકલા આગળ હતાં; એટલે બંને ઠેકાણેથી બારીએ બેસી માણભટ્ટ સાંભળી શકાતો.

ગાગરીયો ભટ્ટ સુદર્શનને મન એક ન સમજાય એવી વ્યકિત હતી. તેને ભાન નહોતું કે તે એક ગરીબ ગામડીયો બ્રાહ્મણ હતો. તેને ખબર નહોતી કે તે એક પૈસો, ચપટી ચોખા કે લાડુ માટે કથા કહેતો હતો. બેમાંથી એકને ખબર નો કયાંથીજ હોય કે એ માણ અને એ ભટ્ટ ગત ગુજરાતમાં વિનોદ ને લોકકથા, પૌરાણિક જ્ઞાન, રાષ્ટ્રીય ને સાંસ્કારિક

રિમના પ્રમારાનું અને સાચવવાનું એક હાન્ સાધન હતું; અને આજે મોધાં વસકથા, પૌરાણિક સાહિત્ય, અને પ્રાથમિક જીવણી આપણા ભૂત ગૌરવ સાથે જે તાદાત્મ્ય નથી સધાવી શકતાં તે એક પૈસા ને પડી ચોખા માટે તે કથાકાર કરાવી શકતો. દર્શન તો તેને દૈવી માનતો. દેવ, દાનવને વીરોની તે વાત રતો હતો તે બધા જોડે તેને ગત મૈત્રી હતી એ તો સ્પષ્ટ ાગતું હતું. અને કોઇ વખત આ મહાન્ પુરુષ મળે તો મેની મહેરબાનીથી કેટલાક દેવ વીરો ને રાવણ જેવા એક દાનવ જોડે દોસ્તી બાંધ-ાનો લહાવો તેને પણ મળે એવી તેને હોંસ હતી.

દરરોજ રાતના છેક લાડુ ભટના લાડુ નક્કી થાય અને ટેલ્લી આરતી થાય ત્યાં સુધી સુદર્શન કથા સાંભળ્યા કરતો. સાંભળતાં, સાંભળતાં ભટનો અવાજ સર્જક શક્તિના ઘોષ જેવો બની જતો ધ્રુવ, પ્રલ્હાદ ને પરશુરામ; ઔર્વ, સગર ને ભગીરથ; વિશ્વામિત્ર, રામ ને રાવણ; ભીષ્મ, દ્રોણ ને કર્ણ; કૃષ્ણ,-ભીમ ને અર્જુન—નિઃસીમ ને ત્રાસદાયક મહત્તાવાળા જીવંત મહાત્માઓ—નિર્જીવ પૃથિવીને સજીવ કરવા નીકળી પડતા; અને તેમનાં વિજયી પરાક્રમોથી માણુના રણકારથી કંપાયમાન સૃષ્ટિ તેઓ વીરોને યોગ્ય બનાવી મુકતા. આ સૃષ્ટિ, કથા પુરી થતાં પણ, પુરી નહીં થતી. રાતે જ્યારે બધાં ઉંઘી જતાં, ત્યારે એ બધા સુદર્શનનેજ સમજાય એમ પોતાનાં સાહસો ચાલુ રાખતા. અને સવારે સૂર્યનો પ્રકાશ વ્યવહારુ જીવન આરંભતો ત્યારે પણ એ પરાક્રમો—સુદર્શનજ જુવે અને સાંભળે એમ-થયાજ કરતાં.

ઘણી વાર પોતાનાં સમય, સ્થળ ને



સુદર્શન બ્રહ્મચારી થયો.

ઐતિહાસિક સ્થાન છોડી આ બધા ભેગા આવતા; અને સુદર્શનને તેમની પ્રીતિ ને વિશ્વાસ-નું પાત્ર બનાવી, એની આગળ પોતાનાં દીલ ખોલતા. ધ્રુવ તો એનો મિત્ર હતો. પ્રલ્હાદ અગ્નિથી તપતા સ્તંભને ભેટતાં પહેલાં તેની પાસે પ્રેરણા માગતો. પરશુરામ સહસ્રાર્જુનનો

પર જતો. તે ચારે તરફ ગર્વથી નજર નાખતો. કાપેલા ઘાસમાં અગણિત પાયદળ દેખાતું. પુલના છોડો ઘોડાની પલટન થઇ જતી ને તેનાં પાંતરે પાંતરે અધીરા ઘોડાઓની ડોક ઉંચી નીચી થતી. અને મોટા વૃક્ષોનું ગજરાજ-નું જુથ તેના માનમાં સુંઢો હલાવતું. સખત ને સત્તાશીલ નજરે તે બધા તરફ જોતો; અને એવામાં દુશ્મનના આક્રમણનો સંદેશ આવી પહોંચતો. ડાબા હાથના આંગળાના મ્યાનમાંથી, જમણે હાથે તે પોતાનુ ખડ્ગ-નેતરની સોટી-કાઢતો ને તેનું બધું સૈન્ય દુશ્મનનો દોર દળવા તત્પર થઇ જતું.

તે ખડ્ગ લઇ ઘુમતો. ચારે તરફ દુશ્મનો વીંટાઇ વળતા. તે અણુસાંભળેલી બહાદુરી દાખવતો; દ્વેષીઓના વ્યૂહોનો કચ્ચરઘાણ કરતો. તે ઘવાઇ જતો, તેને લોહી નીકળતુ. એક કરેણના ઝાડ પર લાગેલું ફુલ-હાથા પર સંતાઇ બેઠેલો દુશ્મન રાજા તેની નજરે પડતો. તે એક છલંગ મારી તેના તરફ કુદતો અને તરવારને એક ઝટકે એ પાપી રાજાને હણી ધરણી પર પાડતો. તેનો વિજય થતો;- અને સાંજના મંદ પવનમાં નીચાં વળતાં ઝાડ પાનો-હારી ગએલા દુશ્મનો-પ્રણિપાત કરતા. ઘણી વાર પવન ન હોય તો હઠીલા દુશ્મનો નમવાની ના પાડતા. તે થોડી વાર વાટ જોતો. જો એટલામાં પવન આવે તો-કોઇક વાર નિરાધાર દુશ્મનો નમવાનું દુરસ્ત ધારતા. નહીં તો-મરતા વેરીને મારવો નહીં એ સત્ર યાદ કરી, ગર્વિષ્ઠ શત્રુ છો ન નમે એમ કહી તે વિજયનું ઔદાર્ય દાખવતો.

નદી કીનારે ઉભા રહેવું તેને ઘણું ગમતું. તે એકલો શાંત ને દુર્જય ઉભો રહેતો. તરંગો-ને તરંગોનાં પરકાં સૈન્ય તેના પર ચઢી આવતાં છતા તેની પાસે આવવાને તે અસમર્થ હતાં. તેની અદ્‌ભુત શકિતથી તે અસ્પર્શ્ય હતો. મોજાંઓના નીષ્ફળ ધસારા તરફ તે તિરસ્કારથી હસતો.

ઘણી વખતે દશે દિશાના રાજાઓ તેના પર સુલેહના સંદેશા પાઠવતા, અને તે મહેરબાનીની રાહે તેને સ્વીકારતો.

આમ દરરોજ કલાકોના કલાકો સુધી તે રોકાએલો રહેતો. આ બધી સત્તાનો, તે એકલો ધણી હતો છતાં તે વીશે કોઇ કૈં જાણતું નહોતું એ જોઇ તેને ઘણો આનંદ પડતો. તે બીજા બધા તરફ અને ખાસ કરીને તેના સરખી ઉમ્મરના છોકરાઓ તરફ તદ્દન બેદરકાર હતો-એ બધા આમાંનુ કશું જાણતાજ ન હતા.

ધીમેધીમે આ બધી સ્વપ્નસૃષ્ટિનું પ્રાબલ્ય વધતું ગયું. એના બાપ પટાવાલા સાથેજ આવતા; ગામના લોકો તેને માનભેર મળવા આવતા તે રોજ અનેક તુમારો પર સહી કરી દુનીઆને ચલવતા. તે અને તેના બાપ ઉપરજ આખી દુનીઆ ચાલતી હતી એ તેને મન સ્પષ્ટ થતુ જ ગયું.

૨

અમદાવાદમાં તેમજ પ્રમોદરાયની જ્યાં નોકરી હતી ત્યાં સુદર્શનનાં ઘર ચકલા આગળ હતાં; એટલે બંને ઠેકાણેથી બારીએ બેસી માણભટ્ટ સાંભળી શકાતો.

ગાગરીયો ભટ્ટ સુદર્શનને મન એક ન સમજાય એવી વ્યકિત હતી. તેને ભાન નહોતું કે તે એક ગરીબ ગામડીયો બ્રાહ્મણ હતો. તેને ખબર નહોતી કે તે એક પૈસો, ચપટી ચોખા કે લાડુ માટે કથા કહેતો હતો. બેમાંથી એકેને ખબર તો કયાંથીજ હોય કે એ માણ અને એ ભટ્ટ ગત ગુજરાતમાં વિનોદ ને લોકકથા, પૌરાણિક જ્ઞાન, રાષ્ટ્રીય ને સાંસ્કારિક

સમજાતું નહોતું. એ બધા તેની વાટ જોતા હતા એ તો નિ:સંશય લાગ્યું.

સાતમે દહાડે તેને ગ્રહસ્થ કરી, બડવો દોડાવવાનો હતો. પ્રમોદરાયે વરઘોડો કાઢવાની તૈયારી કરવા માંડી. પણ બ્રહ્મચર્ય છોડવાનું સુદર્શનને રુચ્યું નહીં; આખી જીંદગી, નહીં તો ઓછામાં ઓછાં બાર વર્ષ બ્રહ્મચારી રહેવાની તેને ઘણી ઉત્કંઠા હતી. તેણે એ વાત પ્રમોદરાયના દેખતાં જરાએક છેડી, પણ તેણે હસી કાઢી. આવા અક્કલવાળા માણસો આટલી વાત કેમ નહીં સમજતા હોય એ તેને વિચિત્ર લાગ્યું; પણ બાપના ધાકથી તે કંઇ બોલ્યો નહીં. ગતના અસંતુષ્ટ મને તે સુતો. સુતા પછી તેને યાદ આવ્યું કે વિશ્વામિત્રને છોકરા હતા. પરણ્યા વગર કંઇ છોકરા હોય?

તેણે એકદમ ઉઠી પુછ્યું: "બા બા!"

ગંગાબાભી હાંફલાં હાંફલાં બેઠાં થયાં. 'કેમ ભાઇ!"

"વિશ્વામિત્રને છોકરા હતાને?"

કંટાળેલી માએ જવાબ દીધો "હા"

'ત્યારે તે બ્રહ્મચારી નહોતા."

"ના" કહી માએ પુંઠ ફેરવી ઉંઘવા માંડ્યું. સુદર્શનને શાતા વળી

તે ગ્રહસ્થ થયો અને જનોઇના અવસરની ધાંધળ જતી રહી. પણ તેની ધુન ઓછી થઇ નહીં. તેણે શિવકવચ બોલી મહાદેવને આરાધ્યા કર્યા; ત્રણ કાલ સંધ્યા કરી બ્રાહ્મણત્વ સાચવ્યા કર્યું; અને વિશ્વામિત્ર, પરશુરામ, સગર, ભીષ્મ વગેરે જોડે મૈત્રી ચાલુ રાખી. એટલી મુશ્કેલી ને એટલા પ્રશ્નો રોજ ઉભા થતા કે તેનું નિરાકરણ થઇ શકતું નહીં. પણ દહાડે દહાડે એક બ્રાહ્મણ સૈન્ય ઉભું કરવાની યોજના સ્પષ્ટ ને સુગ્રથિત થતી ગઇ.

૪

સુદર્શન હોશીઆર નીવડવા લાગ્યો. તેની ઉમ્મર જોતાં તે અભ્યાસમાં આગળ વધ્યો; અને વર્ષ દહાડામાં ગુજરાતી ચાર ચોપડી પુરી કરી, પાંચમી ચોપડીમાં નીશાળે બેઠો. એનાં સ્વપ્નાં ઉમ્મર સાથે વધતાં ગયાં.

એક દિવસે પ્રમોદરાય તેને નાટક જોવા લઇ ગયા. નાટક શ્રી વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળીનો 'શુરવીર શિવાજી' હતું. તે આંખો ને મોઢું ફાડી જોઇ રહ્યો. ભવાની માતાનું વરદાન; શિવાજીનાં શૌર્ય ને યુક્તિ; મુસલમાનોનો જુલમ; શિવાજીનો સ્વદેશ ને સ્વતંત્ર કરવાનો સંકલ્પ; તેનું દીલ્હી તરફનું પ્રયાણ; ને તેનો રાજ્યાભિષેક—આ બધી હકીકતે તેના નાનકડા મગજને ગાંડું કરી નાખ્યું. 'નાના ત્રંબક"* ની જુસ્સાદાર કલા શિવાજીને હંમેશા મજીવન કરતી; અને તે કલાથી ઉત્તેજીત થએલી કોમળ બાલકની કલ્પનાશક્તિએ નવાં દૃશ્યો અને દૃષ્ટિબિંદુઓ જોયાં. આ ખેલ હતો તે એને યાદ રહ્યું નહીં. ત્રંબક માત્ર કાલ્પનિક શિવાજીની છબી ઉભી કરવા પ્રયત્ન કરવા મથતો હતો તેનું એને ભાન નહોતું. આ ગુજરાતી બોલતો પુરુષ તેને મન સાક્ષાત્ શિવાજી હતો. અત્યાર સુધી ને એકલો એકલો કલ્પતો હતો ને અત્યારે આ પ્રભાવશાળી પુરુષ મોઢે બોલતો હતો, અને પરાક્રમથી કરી બતાવતો હતો. નાટક પુરું થયું છતાં પણ તે સ્તબ્ધ થઇ જોઇ રહ્યો. ઘેર આવ્યો તોપણ શિવાજીનો અવાજ તે સાંભળ્યા કરતો. દિવસ અને રાત તેણે મરાઠા

* સદ્ગત ત્રંબકલાલ રામચંદ્ર જે શિવાજી, ચંદ બારોટ, વીરેંદ્ર ને છેલ્લા નરસિંહ મહેતા તરીકે સુવિખ્યાત થએલા નટ.

સુરવાળ ને લાલ ઓઢણું; નાકમાં મોટી નથ; પગમાં મખમલની મોજડી; હસુ હસુ થતું, સદાએ પાન ચાવતું જાડું મુખ—આ સ્થાનિક મુસલમાન રાજ્યલક્ષ્મીની અવશેષની છાપ કૈં અનાકર્ષક નહોતી. જ્યારે તે તેને મળતો ત્યારે ગુંગળાવી નાખે એવાં લાડ ને કરતી; અને તેથી સુદર્શનને કંટાળો આવતો. પણ રાજાની છોકરીના સ્નેહનો અનાદર શોભે નહીં એમ માની તે આ દુઃખ સહેતો. અને ઘણી વાર નવાબચાચાની જાહોજલાલી તે સંભળાવતી ત્યારે તે આનંદ પામતો. બકરી ઈદને દહાડે સુદર્શનને બોલાવી એક રેશમી રૂમાલમાં બે રૂપીઆ બાંધી તે આપતાં.

સુદર્શનની મુસલમાની દુનીઆમાં એક બીજા અગત્યના માણસ અબ્દુલ હુસેન હકીમ હતા. તે એક તબેલા જેવા ઘરમાં રહેતા ને આખો દહાડો દવાઓ ઘુંટતા. પ્રમોદરાયને ત્યાં તે અવારનવાર આવતા, ને જરાક કોઈને કૈં થતાં પોતાની મેળે પડીકીઓ આપતા. આખા ઘરનાને તેની પડીકીઓમાં ઘણોજ વિશ્વાસ હતો.

તે ઠુંકા, જાડા, ઘણાજ ગોરા ને મોળીલા હતા. ને આંખમાં કાજળ નાખતા ને માથે હોળીના ઘેરૈયાઓ જેવી મલમલની ટોપી મુકતા. તે સુદર્શનને પોતાને ત્યાં કોઇક વાર લઇ જતા, અને 'હાતમ તાઇ'નાં પરાક્રમોનો કીસ્સો કહેતા. તે તેને 'કાદર સાહેબ'માં પણ લઇ જતા; અને ત્યાં દટાએલા પીરની વાતો કહેતા.

'કાદર સાહેબમાં' તેમને પીર સાહેબ મળતા. પીર સાહેબ ઘણાજ વૃદ્ધ હતા ને લીલી પાઘડી પહેરતા. તેની દાઢી ઘણીજ લાંબી હતી. અને તે ગમે તે વાત કરતા હોય તોપણ કાચના મણકાની માળા ફેરવ્યાજ કરતા. તે હંમેશા સુદર્શનને ભાવથી બોલાવતા ને વાંસે હાથ ફેરવી પુછતાઃ "કાદર સાહેબકુ સલામ કીયા?" સુદર્શનને આ ડોસા અને કબર નીચે સુતેલા તેના પૂર્વજ તરફ ઘણું માન થતું; ને તે હંમેશા 'કાદર સાહેબ' ને ત્રણ સલામ કરતો. પીર સાહેબ જતી વખતે હમેશાં હકીમને કહેતાઃ "હકીમ સહાબ! એ લડકેકે લીયે કાદર સાહેબકા તાવીજ લે જાના."

આ અને મુસલમાન ખેડુતો, દુકાનદારો ને મળવા આવનાર સુદર્શનની મુસલમાની સૃષ્ટિ હતી. તેને આ બધા ગમતા. તેમની આસપાસ જે મોજનું ને નીરાંતનું વાતાવરણ હતું તે પણ તેને ગમતું. આ બધા તેનાથી શું જુદા હતા? આ બધા ભેગા મળી શું બીજાને રંજાડે? આ ખાનદાની મુસલમાન મંબધીઓ—લહેરી, ને સ્નેહાળ—શું અંતરમાં દ્વેષ રાખતા હતા? શું બીબીકાકીના બાપ નવાબચાચા જીવતા હોત તો તેને મારી નાખત? શિવાજી આવા બધાને મારવા કેમ તૈઆર થયા? તેને સમજ પડી નહીં.

આ વિચારોના વમળમાં નાનકડા સુદર્શનને કૈં સુઝ પડી નહીં. તે તેના ઋષિ-મિત્રો, તેનું બ્રાહ્મણ સૈન્ય, શિવાજી, બીબી કાકીના નવાબ ચાચા ને પરદુઃખભંજન હાતમ-તાઇ એ બધાં તેને પ્રિય હતાં. તેની સ્વપ્નસૃષ્ટિ-માં પચરંગી વાણાવાણા વણાવા લાગ્યા.

૫

થોડા મહીનામાં સુદર્શન અંગ્રેજીમાં બેઠો, અને પોતાની હોંશીઆરીથી, અને બાપના લાગવગથી ટુંકા સમયમાં તેણે આગળ વધવા માંડ્યું. પ્રમોદરાયના મનમાં દીકરાને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૯ ]

# આંધળાની આંખો

## ( અવતરણ )

લેખકઃ
રા. જલધર
ચિત્રકારઃ
રા. દમન મહેતા

સુરેશ જન્માંધ હતો. તેનું જગત્ અંધકારનું બનેલું હતું. તેની અંધતા વારસામાં ઉતરેલી ન હતી; વિજ્ઞાનની ખુમારીને અવારનવાર ઠોકરે મારતી કુદરતનું એકાદ અટ્ટહાસ્ય હતું.

સૂર્યનું તેજ તેને માટે નજીવી હૂંફ માત્ર હતું; જાતજાતનાં પુષ્પો તેને મન સુગંધ માત્ર હતાં; તેના સગાંવહાલાં અને મિત્રો એટલે માયાળુ અવાજ કે સ્નેહે પંપાળતા હાથ માત્ર હતાં; અદ્રશ્ય દુનીઆ તેને મન પાપ અને દુઃખનોજ ખજાનો હતી; તેજ અને અંધકાર, દિવસ અને રાત્રિ, આકૃતિ અને રંગ, અંતર અને પ્રમાણ, સૌંદર્ય કે કલ્પના, તે શબ્દો પણ તેને માટે તો અર્થ વગરના હતા.

જો પૈસો એટલેજ દોલત ગણાય તો જન્માંધ સુરેશ પણ દોલતવાન હતો; પણ સુરેશને તો તેની મા અને બહેનના હેત આગળ કશાની કીંમત નહતી. તેનો પિતા પોતાના એકના એક પુત્રને ધાટીલો, રષ્ટપુષ્ટ છતાં અંધ જોઇને ભગ્ન હૃદયે મૃત્યુ પામ્યો.

સુરેશને સંગીતનો શોખ લાગ્યો અને નિપુણ થયો. તે બંસરી સરખા અવાજે ગાતો તેમજ એકેએક વાજીંત્ર વગાડી જાણતો; સુરેશ સાચો સુરદાસ હતો. ડાહ્યા તથા રમુજ માણસોની સાથે વાતો કરીને, અને સ્વાદિષ્ટ ચીજો ખાઇને તે જીવનની કેટલીક ક્ષણો આનંદમાં વીતાડતો; બાકી તો આખું જીવન તેને ક્રૂર ગમગીનીમાંજ ગાળવાનું હતું.

સમુદ્ર કીનારે નાનાશા બંગલામાં રહેતો અને સમુદ્રનું અવિરત ગાન તથા ખારી તાજી હવા તે માણતો. કોઇ વાર ટેકરીઓ પર જઇ રહેતો પણ ત્યાંના એકાંતથી તે તુરત કંટાળતો; કેમકે એકાંતની શાંતિમાં તેનું મગજ તોફાને ચઢતું એટલે ફરી સમુદ્રના ગર્જારવનો આશરો લેતો.

આમ ને આમ સુરેશે ચોવીસ વર્ષ કાઢ્યા. પૃથ્વી, સમુદ્ર કે આકાશનાં અદ્‌ભુત દ્રશ્યો જોવાની આશા તેણે છોડી દીધી હતી. સંખ્યાબંધ ડાકટરો અને વૈદો તેની આંખો તપાસતા અને આવી આંખો સુધારવી તે મનુષ્યની શક્તિની બહાર છે તેમ મત આપી

ચાલ્યા જતા. તે તપાસવા દેતો તે પણ તેનાં વ્હાલાંઓ ખાતરજ. તેણે તો આશાજ છોડી હતી. તે મજબુત મનનો હતો અને સમજતો હતો કે ખોટી આશા રાખવી તે નિરાશાના દુઃખ માટેજ. જયારે છેક નિરાશામાં ભલે સુખ ન હોય પણ શાંતિ તો છેજ.

એક વાર ચારે મેર અફવા ચાલી કે એક વીલાયતથી આવેલો ડાક્ટર કોઇ દૈવી પુરુષ છે અને ગમે તેવી ખરાબ આંખને દેખતી કરે છે. તેની તપાસ કરતાં વાત સાચી લાગી. તે હોંશીઆર હતો પણ સ્વભાવ બહુ વિચિત્ર હતો. તેને પુછાતાં અમુક શરતે સુરેશની દવા કરવાનું માથે લીધું અને સુરેશને ત્યાં આવી રહ્યો.

સુરેશની આંખો તપાસી વાતચીત શરુ કરી.

"સુરેશ ! તમને સાચો અભિપ્રાય આપું તો સહન કરી શકશો ?"

"હું ધારું છું, કરી શકીશ."

'મોટી નાસીપાસી પણ સહન કરી શકશો ?"

"અત્યાર સુધીમાં ઘણીએ કરી છે."

"ત્યારે હું ધારું છું કે હું તમને દેખતા તો કરી શકીશ......" એટલું કહી ડાક્ટર અધવચ અટકયો

"પણ......" સુરેશે પુરતી કરી.

"એ હમેશ માટે, થોડા કલાક, કે થોડી ક્ષણ માટે પણ થાય; હુ નક્કી ન કહી શકું. થોડી ક્ષણ માટેજ તમે દેખતા થાઓ તે તમે સહન કરી શકશો ?"

"અસહ્ય છે છતાં તે પણ સહન કરું."

"તમે બરાબર સમજો છો? થોડી ક્ષણ માટે દેખતા થવું એટલે શું ? તમે આંખોનો કદિ ઉપયોગ કર્યો નથી એટલે તેની ભયંકરતા તમે ન કલ્પી શકો; પણ તમે એકાએક દેખતા થાઓ અને થોડા કલાકમાંજ પાછા અંધ બનો-હંમેશ માટે......"

પળભરની ચુપકીએ સુરેશના મનોપટ પર અનેક ચીતારો ખડા કરી દીધા.

"જરાએ સફળતાની આશા હોય તો તમે કહો તે જોખમ ખેડવા તૈઆર છું." સુરેશે દૃઢતાથી જવાબ આપ્યો.

"હું કહું એટલું કરવાની અડગતા, હીમત, અને ધીરજ હોય તો સફળતાની મને તો ખાત્રી છે."

"તો હું તૈઆર છું."

ડાકટરની દવા શરુ થઇ. તેની રીત બહુજ ધીરી અને દુઃખકર હતી; આંખે ફક્ત થેપલા મુકયા અને સખત પાટા બાંધ્યા; ખોરાકમાં પણ બહુ સખતાઇ થઇ; હાલવા ચાલવાની બંધી થઇ; આ રીતે બે મહીના કાઢયા. ધીરજની કસોટીમાં સુરેશને કોઇ હરાવે તેમ નહતું.

આજે પાટા છોડવાનો દિવસ હતો કે જેની બધા રાહ જોઇ રહ્યા હતા. પણ ઘરમાં ખળભળાટ થઇ રહ્યો હતો; કેમકે દાક્તર ગુમ થઇ ગયા અને એક બીજા સામે જોઇ રહ્યાં, જાણે એકમેકને પુછતાં નહોય કે શું આપણાં સુખનાં સ્વપ્નાઓનો આવોજ અંત!

પણ દાકતર એક ચીઠ્ઠી મુકતા ગયા હતા; તેમાં જણાવ્યું હતુ કે તેને કંઈ જરુરી કામ માટે જવું પડે છે. સુરેશની આંખ માટે હવે કંઈ કરવાનું બાકી નથી. થેપલા સુકાઇને ખરી પડે એટલે પાટા છોડવા, અને આંખો દેખતી થવાની હશે તો થઇ ગઇ હશે—અને ઉપરાંત યાદ આપી હતી કે—આંખ દેખતી થવાની હશે તો થઇ ગઇ હોય તો કદાચ થોડાજ વખત માટે પણ હોય એ વાંચી સુરેશની માને જરા જીવ આવ્યો. સુરેશ

હજીએ કદાચ દેખતો થાય! ધીમે રહીને દાકતરના ચાલી જવા વીશે સુરેશને ખબર કર્યા.

સુરેશ તો આટલા આવી ગયા તેમાં એક વધારે ગણી હસી કાઢયું. છતાં તેના કહેવા મુજબ રાહ જોવા કબુલ કર્યું.

"ધીમેધીમે જે ઘડીની રાહ જોતા હતા તે આવી પહોંચી. બધું સ્લાસરતર ખરી પડયું એટલે તેની માએ સુરેશના પાટા છોડવા કર્યું.. પણ હવેજ ને ઘડીની ગંભીરતા સુરેશને સમજાઇ અને પાટા છોડતાં અચકયો. મનુષ્યની અદ્દભૂત દુનીઆને જોવાનો કે કોઇ દિવસ જોઈજ નહીં શકે તેની આત્માનો વિપ્લવ સહન કરી શકાશે!

તેની માતા તથા બહેન તેની ચિંતા ન સમજ્યાં.

"આવો અખતરો મેં નજ કર્યો હત તો સારું હતું. ગમે તેમ પણ હું સુખી હતો. પણ આટલું સહન કર્યા પછીએ મ્હારે અંધારામાં જ જીવવાનું નકી થાય તો હું કદિ સુખી નહીં થઈ શકું!" સુરેશે માનો હાથ પકડી આંખે દાબતાં કહ્યું.

"તમારો સ્નેહ મ્હારું દુઃખ વધારે છે. આશા અને નિરાશાની વચ્ચે ઝુલવાની પળો કેટલી ભયંકર હોય તેનો તમને કયાંથી ખ્યાલ હોય!...સુંદર પક્ષીઓ, રંગ બેરંગી પુલો, નિર્દોષ કુમળાં બાળકો, સૂર્ય, ચંદ્ર, વગેરેની



તેની ખાત્રી થવા લાગી કે તે હવે દેખી શકતો હતો.

તમારી વાતો મેં સાંભળી છે....ધારો કે આ
છેલ્લી નિષ્ફળતા મારાથી સહન ન થાય !...
રહેવા દો, મને એકલોજ રહેવા દો; મારામાં
હીંમત આવશે તો એ યુદ્ધમાં - હું એકલોજ
ઝંપલાવીશ !"

મા કે બેનની આંસુભરી વીનંતી પણ
સુરેશે ન માની.

"તમારાં વહાલ ભર્યાં મેં જોવાને તૈઆર
થાઉં ત્યાં સુધી એકલોજ રહેવા દો. તમને
બોલાવું નહીં ત્યાં સુધી અંદર આવશો નહીં.
મેં કેટલી ધીરજ રાખી?—હવે તમે થોડી
ધીરજ રાખો."

સુરેશ ઉઠ્યો. મા અને બહેનને થોડા સમય
માટે ઓરડા બહાર કાઢ્યાં. જતાં જતાં પણ
ચેતવણી આપી કે તે બોલાવે નહીં ત્યાં સુધી કોઇ
અંદર ન આવે. ઓરડો અંદરથી બંધ કર્યો.

એકલો પડયો એટલે પાટા છોડવા માંડયા
પણ આંગળાં ધ્રુજતાં હતા અને હાથ નરમ
પડી ગયા હતા. વર્ષો સુધી ધીરજ રાખી
પણ પાટા છોડતા ધીરજ ન રહી. જેમ તેમ
પાટા ઉખેડી નાખ્યા.

તેનાથી આનંદની એક ચીસ નખાઇ ગઇ.
તેને ખાત્રી થતી ગઇ કે તે હવે દેખી શકતો હતો.

પહેલાં તો બધે આછું ધુમ્મસ જેવું
ભાસ્યું પણ ધીરેધીરે વસ્તુઓના આકાર
અને રંગ પણ સ્પષ્ટ થયા.

તેનું માથું ફરતું હતું. તેનું આખું શરીર
ધ્રુજતું હતું. તે બાજુએ પડેલા પલંગ પર
પડાઇ પડયો. તેને અંદરથી ઉકળાટો આવતો
હતો કે ચીસેચીસ પાડી બધાને જણાવી આપે
કે તે દેખી શકતો હતો. દરવાજો ઠોકી—
ઠોકીને-બધાને અંદર બોલાવે; પણ દરવાજો
શી? સ્વમાન ખોઇ એક બાળકની જેમ
ર્યો હત પણ શરીર ઉઠવાને અશક્ત હતું.

ધબકતું હૃદય સાંભળતાં ત્યાં બેસી રહેવા
શીવાય કશું તે કરી શકે તેમ ન હતો.

દિવસનું અજવાળું—આકાશ–સમુદ્ર–બધાંના
આછાં ભુરા રંગ એકમેકમાં મળી જતા હતા.
સમુદ્રનાં મોઝાં ઉછળી રહ્યાં હતાં, અને સામે
એક નાનું જહાજ પવનભર્યા સઢે જઇ રહ્યું
હતું. પણ સુરેશે વાતો સાંભળી ને આળેખેલ
ચિત્રને જરાએ મળતું ન હતું; કીનારે
જળકુકડા રમી રહ્યા હતા પણ કોણ શું
હતું તે સુરેશ કયાંથી ઓળખે! તેણે તે
પોતાના સદૈવ સ્નેહી સમુદ્રને પણ નહોતો
પીછાન્યો પણ તેનો ગર્જારવ સાંભળ્યો
ત્યારેજ ઓછો ખ્યાલ આવ્યો. મનુષ્યના
દેખાવનો પણ પુરો ખ્યાલ નહતો એટલે
પોતાનાં અંગો વારાફરતી અજાયબીથી જોઇ
રહ્યો હતો.

સુરેશનું એક જગત્ ફીટી બીજું થવાની
આ પળો કૈં અવનવા રસોથી ઉભરાઇ રહી
હતી.

તેની બીક ઘટતી ગઇ; તેની નબળાઇ પણ
ઓછી થતી ગઇ; હવે કોઇને બોલાવવાની
ઇચ્છા ન હતી; ગૂઢ આનંદમાં તે ગરકાવ
હતો; વિચાર શકિત નામનીજ બાકી હતી.
તેની તે વખતની લાગણીઓ, તે વખતે ને
પછી પણ વર્ણવવાની તેનામાં શક્તિ ન હતી.

આમને આમ એક કલાક પડયો રહ્યો.

માતાનો સ્નેહ હંમેશાં અધીરોજ હોય.
તેણે આવીને બારણું ખખડાવ્યું પણ જવાબ
મળ્યો: "હું દેખતો થયો છું. પણ તમને
અંદર બોલાવવાને વાર છે." તેની માતાએ
આનંદની ચીસ પાડી. પરાણે ધીરજ પકડી
તે ત્યાંથી ચાલી ગઇ.

સુરેશ ઉભો થવા ગયો પણ પગમાં જોર

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૧૬]

# સ્નેહનાં સંગી.

લેખક:

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવલ,
સભ્ય, સાહિત્યસંસદ.

સ્નેહીના સ્નેહ અણમુલખ્યા: એવા સ્નેહીના સેવવા સંગ રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

આત્માને ઉડણે ઉડનાં; અમે ધર્યાં આ સ્નેહકેરા દેહ રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

સ્નેહીની આશાએ ઊછર્યાં; અમે લીધા જગતના પંથ રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

સ્નેહનાં લોભી ને હેત શાં અમ મીઠડાં માન ને તાન રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

બેની જાણે પ્રેમપુતળી; અતિ પ્રેમલ ભાવતા ભ્રાત રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

મિત્રોના રાશિ રસે ભર્યા; વહાલાં દેવી તો દેવકેરી ભેટ રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

જ્ઞાને, સ્નેહે પુર ડોલતા અમ ગુરુ શા જ્ઞાનસુધા પાય રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

અમ સ્નેહી કુટુંબ કેરે માંડવે પ્રિય પૂર્વજોની છાંયડી સુહાય રે ।
સ્નેહનાં સંગી અમે રે ।

અહીં વાગે થી સ્નેહભરી વાંસળી; પણે સ્નેહીના ધુપ ધુંધવાય રે !
સ્નેહનાં સંગી અમે રે !

અમ સાધ્ય એક સ્નેહનો સંબંધઃ ઉર ઇચ્છાઓ એવી અનેક રે !
સ્નેહનાં સંગી અમે રે !

લોક કહે છે, "વિકટ વહાલ વાટડી:" અમ સ્નેહે એ વહેલી વીતી જાય રે !
સ્નેહનાં સંગી અમે રે !

કે દુઃખો દુઃસહ સામાં મળ્યાં; એ લી ઉઠયાં, ' અમે સુખનાં દિન રે !"
સ્નેહનાં સંગી અમે રે !

કદિ ચીરે હૃદય કુળાં સ્નેહીઓ; મહીં મૂર્તિ નિજ જોઇ રડે રોજ રે !
સ્નેહનાં સંગી અમે રે !

સ્નેહીઓનાં સુખો સંપાડવા તપો તપીએ અમે દિનરેન રે !
સ્નેહનાં સંગી અમે રે !

સ્નેહીદુઃખોથી પુરાં કુલીએ; જરા જંપીએ ન પળ એક વાર રે !
સ્નેહનાં સંગી અમે રે !

અમ આંસુડે ભર્યાં સરોવરાં; એમાં નાહી અમ સ્નેહ શુદ્ધ થાય રે !
સ્નેહનાં સંગી અમે રે !

કદિ વાયે નિરાશાના વાયરા; મહીં આશાની લહેર સુસવાય રે !
સ્નેહનાં સંગી અમે રે !

દુઃખસુખ એ સ્નેહવેણુ સુર છેઃ સ્નેહી નાથ એ વેણુ રમે રાસ રે !
સ્નેહનાં સંગી અમે રે !

અમ સ્નેહી લાગી હદિ સ્નેહને સુખે છેલ્લી સફર પર જાય રે !
સ્નેહનાં સંગી અમે રે !

મીઠું મરણ કે આ જીવવું? અમ સ્નેહીને સહુયું સમ સ્નેહ રે !
સ્નેહનાં સંગી અમે રે !

આવો આવો જગતનાં સ્નેહીઓ ! આવો સાંકળીએ સંગમાં સ્નેહ રે !
સ્નેહનાં સંગી અમે રે !

આવો પ્રેમની પરબ જગ માંડીએ; દઈએ તર્ષ્યાને પ્રેમરસ પાન રે !
સ્નેહનાં સંગી અમે રે !

પિતા પરમ પ્રભુ આપણા; એક સ્નેહ છે એમનો આદેશ રે !
સ્નેહનાં સંગી અમે રે !

દેવી પ્રકૃતિ પ્રેમપુરી ઊભરી કેવી ઉડાવે પ્રેમના પરાગ રે !
સ્નેહનાં સંગી અમે રે !

સુંધી સુગંધ એ સ્નેહની, આવો આદરીએ જગહિતયાગ રે !
સ્નેહનાં સંગી અમે રે !

આવો સ્નેહી ! સહચારચારી ડોલીએ; ત્રિરસ પામીએ સ્નેહસોહાગ રે !
સ્નેહનાં સંગી અમે રે !

સ્નેહસદાવ્રતો સ્થાપવા અમ ઉંચા ઉંચા અભિલાષ રે !
સ્નેહનાં સંગી અમે રે !

ભુખ્યાં ભોજનભાગ પામશે; સ્નેહકીર્તિનાં વાગશે વાદ્ય રે !
સ્નેહનાં સંગી અમે રે !

સૌ સ્નેહીઓ સુર મહીં પુરશે; પછી વહેશે અખંડ ગીતવહેન રે !
સ્નેહનાં સંગી અમે રે !

અમ સ્નેહીમાં સ્નેહો અમરે ભર્યાં; દાન દેતાં એ ઊભરાઇ જાય રે !
સ્નેહનાં સંગી અમે રે !

શી સ્વર્ગંગા એમાં સુધા સ્રવી, એક રેલાઇ રહેશે સ્નેહરેલ રે !
સ્નેહનાં સંગી અમે રે !

કરી સ્નેહેથી પાન સુખરેલનાં; થશે બધાંયે સ્નેહથી રસાળ રે !
સ્નેહનાં સંગી અમે રે !

ક્યારે ક્યારે એ ધન્યકાલ આવશે? ક્યારે થાશે એ સ્નેહસામ્રાજ્ય રે ?
સ્નેહનાં સંગી અમે રે !

આશા, ઉદારતા, ને સ્નેહ એ રસપ્રભુના આનંદઅમ એજ રે !
સ્નેહનાં સંગી અમે રે !







લેખક :

રા. નરસિંહરાવ ભોળાનાથ

બી. એ., સી. એસ.


આ વિચિત્ર મૂર્તિ વિશે હું† અન્યત્ર પુષ્કળ સવિસ્તર લખી ચૂક્યો છું. તો હવે શું બાકી રહ્યું ? કાંઈ જ નહિં. માત્ર સ્મરણમુકુરના બીબામાં ઉતરે એમ રૂપાન્તર જ થશે. અંતર્ગત પુનરુક્તિયો આવશે જ. વાચક તે માટે ક્ષમા કરશે એમ ઉમેદ રાખું છું.

મ્હારા જીવનની રંગભૂમિ ઉપર નારાયણે પ્રવેશ કર્યો, તે પૂર્વે જવનિકાની પાછળથી હેનો ધ્વનિ સંભળાતો હતો. મ્હારા પિતાને નવીનચન્દ્ર રાય જોડે મુંબાઈમાં પરિચય થયો, તે સમયે બાબુના પુત્રવત્ યુવક તરીકે નારાયણ જોડે હેમને પ્રસંગ થયેલો. તે પ્રસંગને આધારે નારાયણ મુંબાઈથી 'બાબુ' જોડે ઉત્તર હિન્દુસ્તાન ભણી ચાલ્યો ગયો તે પછી એ યુવકના પત્રોનો શરપાત મ્હારા પિતા તરફ સતત ચાલ્યે જતો હતો. એ હેના શબ્દોનું આમ જવનિકાન્તરથી શ્રવણ હમને-મ્હને અને મ્હારા બન્ધુઓને-કંટાળો આપતું હતું. બંગાળી રૂઢિનું, શબ્દોનું, ગુજરાતીમાં અયોગ્ય મિશ્રણ, આડમ્બરી સંસ્કૃત શબ્દોનો થોક, ગુજરાતી ભાષારૂઢિનું મર્દન; ઇત્યાદિ લક્ષણોવાળી ભાષાથી કલુષિત થયેલા હેના પત્રોથી હમને રમૂજ કરતાં કંટાળો વધારે આવતો હતો; મ્હારા પિતા તો ઉદાર ભાવે હેને નિયમસર ઉત્તરો લખ્યે જ જતા હતા, અને નકામા ટપાલ ટિકિટોના ખરચ માટે હમે હેમને ફરિયાદ કરતા. છતાં મનમાં એમ ખરું કે આ વિચિત્ર યુવક કોણ હશે ?

એ મૂર્તિનો રંગભૂમિ ઉપર પ્રવેશ ઈ. સ. ૧૮૮૬ માં થયો. મ્હારા પિતા એ વર્ષના મે માસમાં દેવલોકમાં ગયા, તે પછી મ્હારા બન્ધુ કૃષ્ણરાવ તથા એક બે સ્નેહીઓ ચોમાસામાં શોલાપુર હું નોકરી ઉપર હતો ત્હાં આવ્યા. એ મંડળમાં નારાયણ હેમચન્દ્ર પ્રગટ થયા: ઉઘાડું

† 'મનોમુકુર', પૃષ્ઠ ૨૭૨ થી ૨૯૭.

માથું, ટૂંકા વાળ, કોટ ધોતિયું બંગાળી ઢબનું,—એ બાહ્યવેશ સ્વરૂપ; બાડી આંખો, મ્હોંએ શીળીના ધોળા. હરવા ફરવા ચાલવા મ્હાલવામાં કઢંગાપણું, ચાલતાં એક હાથ સ્થિર અને બીજો જોરથી વીંઝાતો જાય—હેની હીંડછા, મુખમુદ્રામાં કાંઇ પણ અસાધારણપણાનો અભાવ, —એ બાહ્ય શરીરાદિ ઘટના;—વાતચીતમાં પણ ભાષા છટા ઇત્યાદિમાં સ્ખલનશીલતા, છતાં તે પાછળ ગૂઢ રહેલી બુદ્ધિની તીવ્રતા,— એ અંતરંગ સ્વરૂપ;—હેવો નારાયણ પ્રગટ થયો. દાઢીવાળો જ જે લોકોએ હેને ઉત્તર કાળમાં દીઠેલો ત્હેને દાઢી મૂંડેલી આ મૂર્તિ સ્હામે મૂકેલી જોઈને આશ્ચર્ય લાગશે—આ નારાયણ હેમચન્દ્ર? પણ એ જ, નક્કી.



નારાયણ હેમચન્દ્ર: પૂર્વાવસ્થા.

આ વિલક્ષણ મૂર્તિએ મ્હને વશ કર્યો; શું અતર્ક્ય આકર્ષણ હશે? અન્તે સ્નેહીનું મંડળ અમદાવાદ તરફ વદાય થયું; પણ નારાયણને મ્હેં તથા મ્હારી પત્નીએ મુંબાઈ જઈને પાછા આવવાની વિનંતી કરી; અને એ પણ આકર્ષાઈને આવ્યો. બંગાળીમાંથી ગુજરાતીમાં ભાષાન્તર—ખડબચડી ભાષામાં—કરવાનું નારાયણનું કારખાનું ચાલ્યું. 'કુસુમમાળા' હજી ગુર્જર વાચક વર્ગની સમક્ષ મ્હેં રજૂ કરી ન્હોતી. કાવ્યો હેમાંનાં કુટુમ્બ તથા મિત્રમંડળે વાંચેલાં સાંભળેલાં; નારાયણ પણ એ મંડળમાં ખરો. હેને કાવ્યો ગમ્યાં. મ્હને વારંવાર પ્હેરણી મારે, ને કહેઃ મહાશય! કાંઈ કાવ્ય લખો!" હેના ઉપર હું ચીડાઉં: "એમ તે કાવ્ય થતાં હશે?" કાવ્યસરિતા સ્વચ્છન્દે નીકળેલી તે શુષ્કારણ્યમાં ગુપ્ત થઈ ગઈ હતી.—એ પ્હેરણીથી હું કંટાળ્યો. પણ મનોવ્યાપારની ગતિ જુદી જ હતી. એ પ્હેરણી મટીને જાદુગરનો દંડ બન્યો, અને બાણી મંત્રો નાખ્યા હશે, પથરે દંડ અડ્યો, અને લો! ચાલ્યો ત્યાં ઝરો ખળખળ જળઝરો.

'અભિનન્દનાષ્ટક' કાવ્ય નારાયણના જ આગ્રહથી રચાયું;—"મહાશય! નવા વર્ષ

નિમિત્તે કાવ્ય કાંઈ રચીને અમદાવાદ મોકલો.” (મ્હારા બન્ધુ વગેરે અમદાવાદ હતા; નારાયણ, મ્હારી પત્ની અને હું એટલાં શોલાપુરમાં હતાં.) કાવ્ય રચાયું,–ગોવર્ધનભાઈયે પોતાની 'કુસુમમાળા'ની પ્રતમાં Pathetic and Sublime એમ શેરો મારેલો† તે કાવ્ય, હું તાવના જોસમાં હતો તે જોસમાંને જોસમાં લખાયું. અને પછી તો કાવ્યપ્રવાહ ચાલ્યો.

નારાયણના આ ઉપકારનો સ્વીકાર 'કુસુમમાળા'માંના અર્પણ વડે કર્યો. તે વખતે હું ન્હોતો જાણતો કે નારાયણના હૃદયમાં મ્હારી અમુક કાર્યમાં સહકારિતાનો સ્વીકાર પણ એ પ્રકારે કરવાની ઊર્મિ ઉત્પન્ન થશે. 'અશ્રુમતી' નાટક બંગાળીમાંથી ગુજરાતીમાં નારાયણે લગભગ સમગ્ર ભાષાન્તર કર્યું હતું; એ ગીત બાદ કરતાં બાકી સર્વાંશે ગદ્ય હતું. શોલાપુર તળમાં અને જિલ્લામાં સવારીમાં ફરતે ફરતે નારાયણના આગ્રહથી એ નાટકની નારાયણી ભાષા બદલીને ગુજરાતી બનાવવાનો પ્રયાસ મ્હેં આરમ્ભ્યો હતો, સાથે જ ગદ્યમાંના અમુક ભાગ પદ્યમાં રૂપાન્તર આપીને મ્હેં ગોઠવ્યા. આ કારણથી નારાયણે મ્હને અશ્રુમતી નાટક અર્પણ કર્યું, અથવા હેના શબ્દો વાપરિયે તો, “અતિ શ્રમથી સંસ્કાર પામેલી અશ્રુમતી પાછી સ્વીકારો” એમ હેણે ઉદ્‌ગાર કાઢ્યો. (અશ્રુમતી નાટકની એક પ્રત સુન્દર મોરોક્કો પૂંઠામાં સુનેરી નકશી વચ્ચે મ્હારી છબી ગોઠવીને મ્હને હેણે મોકલેલી ત્હેમાં છબી નીચે સુનેરી અક્ષરોમાં આ વાક્ય કોતર્યું હતું.)

મ્હને એ શૃંગારયુક્ત 'અશ્રુમતી'ની પ્રત મળી, ને હું અસાધારણ આર્દ્રતા, આશ્ચર્ય ઇત્યાદિ ભાવમાં લીન થયો. અર્પણનો અરસપરસ વ્યવહાર તો તદ્દન આકસ્મિક યોગનું ફળ જ હતું; 'કુસુમમાળા' મ્હેં નારાયણ ને મોકલી, અને 'અશ્રુમતી' મ્હને મળ્યું તે તારીખોની ગણતરીથી ખાતરી થઈ કે કોઇ કોઇને કાંઈ ખબર ન્હોતી. પણ મસ્તફકીર નારાયણ તો, વિચાર, ગણના, ઇત્યાદિ બન્ધનોથી મુક્ત! એ તો ઊછળ્યો અને ક્રોધયુક્ત પત્ર મ્હને હેણે લખ્યોઃ “મ્હેં દુનિયાંદારીનો વ્હેપાર જેવો ધંધો હવે દીઠો. હું ન્હોતો ધારતો કે આમ બદલો વાળવાનો વ્હેપાર ત્હમે કરશો.” ઇત્યાદિ મતલબનાં વચનો હતાં. મ્હેં હેને પત્રદ્વારા ખુલાસો કર્યો. હેને ખાતરી થઈ, સંતોષ થયો; પણ એ ઓલીઆ ફકીરનો ગુસ્સાનો આનન્દ આ પ્રસંગે તો જતો રહ્યો ને હેને જરા ગમ્યું નહિં હોય.

નારાયણ શોલાપુર જિલ્લામાં મ્હારી જોડે ફરતો હતો, તે વખતમાં હેનાં અનેક બંગાળીનાં ભાષાન્તરોની ભાષા સુધારવા ફેરવવાનું મગજતોડ કામ મ્હારી કને નારાયણે લીધું હતું. હેને ના કહી સકાતી જ નહિં. એક દાખો એક પ્રસંગ હતો; નારાયણ પોતાનું ભાષાન્તર મ્હને વાંચી સંભળાવતો હતો; વાંચતે વાંચતે બોલ્યો; “એ ક્ષાન્ત થયો.” મ્હે પૂછ્યુંઃ “શું” ક્ષાન્ત? 'ક્ષાન્ત' એટલે શું? ક્ષમા યુક્ત? નારાયણઃ “ના, ના, મહાશય! ક્ષાન્ત” આમ રગઝગ ચાલી; આખરે લખેલું જોયું, તો નીકળ્યું—શ્રાન્ત! પછી જુદા જુદા શબ્દો હેની કને ઉચ્ચારાવ્યા પછી મ્હને જણાયું કે શબ્દને આરમ્ભે આવેલો શ્રકાર નારાયણથી ઉચ્ચારાતો જ નહિં; ક્ષ જ ઉચ્ચાર કરે. શબ્દની વચમાનો બરાબર બોલે,—આશ્રમ શબ્દનો ઉચ્ચાર

† સ્મરણમુકુર, લેખાંક ૨૯ મો, ('ગુજરાત' ફાલ્ગુન, પૃષ્ઠ ૬૩૩ મું) જુવો.

'આશ્રમ' જ કરે. શ્રીનો ઉચ્ચાર શ્રી જ કરે, —શ્રીમદ પોતાના નામની પૂર્વે મૂકવાની વિચિત્રતા નારાયણે આરમ્ભનાં પુસ્તકોમાં કરેલી. મ્હેં હેની હસનીયતા અને અયોગ્યતા બતાવી તે પછી હેણે એ છોગું કાઢી નાંખ્યું હતું.

નારાયણ શોલાપુરમાં હતો ત્હેવામાં પોતાના એક ઉત્તર હિન્દુસ્તાનના મિત્ર રામજીદાસજીનું નામ વારે વારે દેતા હતા; હેની જોડે પોતે બહુવાર મુસાફરીઓ કરેલી; હેની વિચિત્રતાઓ હમને કહેલી, ત્હેમાંની એક યાદ આવે છેઃ દૂધ પીએ તે વાડકા વડે નહિં, ચમચી વડે નહિં, પણ લાંબી હુક્કાની નેહ વડે! શોલાપુરથી નારાયણ ગયા પછી કેટલીક મુદતે મ્હારા બન્ધુ મિત્રો વગેરે મ્હારે ત્હાં હતા ત્હેવામાં એકાએક નારાયણ અને રામજીદાસજી આવી ચઢયા. હમારે ઘેર ઊતર્યા. રામજીદાસજીનું ઓળખાણ કરાવ્યું. કોઇ ઉઠાઉગીર જેવા, અથવા તો મગજનું ચક્ર અવળું ફરી ગયેલો, હેવો આબરૂ વગેરેથી વિમુખ માણસ હમને તો લાગ્યો. આવતાં વાંત કાંઈ વિના કારણની તકરારી ચર્ચામાં જ એ પડયો. હેની વાચાલતા ભારે. હેની જોડે માથું ફોડવામાં હું ના બેઠો; મ્હારા મિત્ર વરજરાય સંતોકરાય દેસાઈ પથ્થરના માથાવાળા હતા તે બેઠા. રામજીદાસજીની હિન્દી વાણીમાં વારંવાર સિર્ફ શબ્દ આવતો તે વરજભાઈ સમઝતા પણ નહિં, સમઝવાની જરૂર પણ ન્હોતી.–એ બે વિલક્ષણ મિત્રોનું જોડું મદ્રાસ તરફ ચાલ્યું ગયું. મુસાફરી, ઉદ્દેશહીન ભ્રમણ માટે શોક; એ આ બે વિલક્ષણ માણસો વચ્ચે સંયોજક અંકોડો હતો. થોડા દહાડા પછી નારાયણ પાછો આવ્યો.—"એકલા કેમ?" તો કહેઃ રામજીદાસજી અને હું મુસાફરીમાં લઢયાં એટલે હું ચાલ્યો આવ્યો!"

શોલાપુર જિલ્લામાં નિત્યસહવાસે નારાયણનો પરિચય મ્હારે ગાઢ થયો. ખાવું પીવું, સૂવું બેસવું, ફરવા જવું વાર્તાલાપ કરવા, બધામાં નિત્યસહચારથી એ બન્ધુવત્ બની ગયો. હેની ભાષા સુધારવાનું કામ કરતે અનેકવાર લઢાઇયે પણ થતી. ખાસ કરીને બંગાળી ભાષાની કેટલીક હસનીય વિચિત્રતાઓનો હું તિરસ્કાર કરતો ત્હારે નારાયણ રીસાઈને મ્હો ચઢાવતો. એક હેવા પ્રસંગે 'ઉપન્યાસ' શબ્દ આવ્યો. મ્હેં પૂછયુંઃ 'આ શબ્દનો અર્થ શો?' આ વાકયમાં સંસ્કૃતમાં જાણેલો અર્થ બેસતો નથી. ઉત્તર મળ્યોઃ—"મહાશય! 'ઉપન્યાસ' એટલે નવલકથા." હું તો છક જ થયો. "સંસ્કૃતમાં આ અર્થમાં કહિં પણ પ્રયોગ જાણ્યો નથી; અને ત્હમારા બંગાળીઓએ આ ક્યહાંથી ઘડી કાઢ્યું? કાંઈ અર્થનો સંબન્ધ પણ નહિં! કાદમ્બરી વાર્તાનાયિકા ઉપરથી 'કાદમ્બરી' એ નામ વાર્તાનું પડયું, ને તેથી આગળ વધીને મરાઠીમાં 'કાદમ્બરી' એટલે કોઇ પણ વાર્તા એમ સામાન્ય નામ પડયું તે વિચિત્ર અને હસનીય છે, છતાં લક્ષણાથી બંધ બેસાડાય એમ છે, પણ આ ત્હમારો 'ઉપન્યાસ' તો કાંઈ પણ પાયા વિનાનો શબ્દ!" નારાયણનો બચાવ—રીસાઈ. ને મ્હોં ચઢાવવું. બે મિનિટ પછી પાછા પોતે પ્રફુલ્લ થઈ ગયા, અને ભાષાન્તર તપાસવાનું કામ ચાલ્યું.

આ સહવાસના વખતમાં જ મ્હારી કાવ્યરચનાની રસિક પ્રવૃત્તિની જોડાજોડ ગુજરાતી ભાષાની જોડણી વિશેનો નિબન્ધ (ઈ. સ. ૧૮૮૮ નો પ્રથમ નિબન્ધ) એ શુષ્ક વિષયની પ્રવૃત્તિ પણ ચાલતી હતી. નારાયણ એ

લખાતી વખત ચર્ચામાં બુદ્ધિયુક્ત ભાગ લેતો હતો. એક વાર મ્હને એ કહે: " મહાશય ! હકાર બોલાય ત્હાં લખવો એમ ત્હમારો આગ્રહ છે તો 'જ્યહારે', 'ત્યહારે' હેમાં પણ હકાર મૂકવો જોઇયે?" હું:-"ક્યહાં મૂકીશું ?" નારાયણ: "બોલાયછે યકારની પછી તરત, તો તેમ મૂકવો." હું:- " છાપખાનાવાળા હેવાં ટાઇપ ક્યહાંથી લાવશે ?" તો કહે:- " એતો મહાશય ! બધું થઈ સકશે." ફરીને છાપવાની ઝીણવટથી પૂરા વાકેફ નારાયણે 'જ્યહાં', 'ત્યહાં', 'ક્યહાં', ' જ્યહારે ', ' ત્યહારે ', ' ક્યહારે ', જેવાં સ્વરૂપો મ્હને વળગાડ્યાં, લોકો ભલે હસે; નારાયણની સ્વરૂપાકૃતિ જેવાં, એ રૂપાકૃતિયો ઢંગી ગણશે;- પણ એ રૂપાકૃતિયો આજ સડત્રીસ વર્ષના પરિચયથી મ્હને તો સર્વાંશે ઇષ્ટ જ લાગેછે, અને આકારમાં કાંઇ અણઘડપણું જણાતું નથી. મ્હારા ઉપર જે પંડિતો કોપ કરતા હશે ત્હેમણે અડધો કોપ નારાયણ ઉપર પણ કરવો જોઇયે.

" મહાશય ! મ્હારે ઇંગ્લાંડ જવું છે; જરૂર હું જવાનો." હું:-' ક્યહાંથી લાવશો ?" "એ તો મળી જસે; કોઇ પણ પરમેશ્વરનો લાલ મળસે." હું:—" પણ ભાઇ સાહેબ ! ત્હમને અંગ્રેજી લગાર પણ આવડતું નથી ને શું કરશો ?" " હું સીખીસ, પછી જઇસ "-નિશ્ચય થયો પછી ડગે હેમાંનો નારાયણ ન્હોતો. અંગ્રેજી પ્રાઇમરથી અભ્યાસ શરૂ કર્યો. ટુ-o, જી-ઓ, ગો, એટલે જવું;" ળ—e—n—t ડબલ્યુ—ઇ—એન—ટી, વેન્ટ એટલે 'ગઓ';'-ઇત્યાદિ રૂપો ન્હાના બાળકની પેઠે ડોકાં ધૂણાવીને ગોખતો મ્હોટા વયનો નારાયણ મ્હારાં નયનો સમીપ અત્યારે જોઉં છું. રાત્રિશાળામાં પ્રૌઢ વયના, મજૂર, ખેડુત, વગેરે વર્ગના પુરુષોનું ચિત્ર એક અંગ્રેજ કથાકારે સમભાવ સાથે પણ કાંઇક કૃપાવૃત્તિ દર્શાવીને સરસ આપ્યુંછે, તેવું જ ચિત્ર આ પથ્થર લઈને માથું ફોડનાર નારાયણનું હું જોઉંછું."—અંતે નારાયણે આ ફાંફાં છોડી દીધાં. " મહાશય ! હું તો એમને એમ જઇસ. વિલાયતમાં ભાષા તો આવડી જસે." દૃઢતાનો ત્યાગ નહિં, પણ ઇંગ્લાંડ જવાની ઉતાવળ— એ જ આ કૃતિનું કારણ હતું. જવાનો નિશ્ચય એ ખ ું મૂળ હતું.

નારાયણનું એક બીજું ચિત્ર નજર આગળ આવે છે. હમે સાંઝે સાથે ફરવા જઇયે છિયે, હેની સ્વાભાવિક ઉત્સાહની જોસ ભરી વાણીમાં ગમે ત્હેવા ઉચ્ચારો કરતો નારાયણ ઝડપથી મ્હારી જોડે ચાલેછે. હું એકાએક ઊભો રહુંછું:—" મહાશય ! ચાલતે ચાલતે મ્હને ત્હમે અથડાઓછો-તે છેક ગટરમાં હું જતો રહુંછું." વળી એ ખસી જાયછે-ને જરાવાર સીધો ચાલેછે; પાછો મ્હને અથડાઈ અથડાઈને ધક્કેલતો જાયછે, મ્હેં હેનું કારણ અનુભવ પછી સોધી કાઢ્યું. મ્હને એક બાજુજ એ ધક્કેલતો હતો. મ્હેં હેનાથી ઉલટી બાજુ રહીને ચાલવા માંડ્યું. ફળ સારું નીવડ્યું. હું ગટરમાં જતો અટક્યો. ટૂંકી નજરનો (short-sighted) નારાયણ હતો, તેથી આ પરિણામ આવતું. નારાયણને હાવે પ્રસંગે લગારે ખોટું નહોતું લાગતું. ટૂંકી નજરના માણસોનો મ્હને આ પ્રકારનો અનુભવ થયેલો, અને સમતોલતાની ખાત્રીને લીધે આમ સ્ખલનો થાયછે તે જાણેલું, તેથી મ્હેં કારણ પણ નારાયણને સમઝાવ્યું. હેને તે વિશે લક્ષ ન્હોતું. "મહાશય ! હું તો 'પાગલ' છું." એટલો હેનો અનેકવાર જેવો ઉત્તર હતો. "મહાશય ! 'પાગલ' એટલે શું !"

'આશ્રમ' જ કરે. 'શ્રી'નો ઉચ્ચાર શ્રી જ કરે, —શ્રીમદ્ પોતાના નામની પૂર્વે મૂકવાની વિચિત્રતા નારાયણે આરમ્ભનાં પુસ્તકોમાં કરેલી. મ્હેં હેની હસનીયતા અને અયોગ્યતા બતાવી તે પછી હેણે એ છોગું કાઢી નાંખ્યું હતું.

નારાયણ શોલાપુરમાં હતો ત્હેવામાં પોતાના એક ઉત્તર હિન્દુસ્તાનના મિત્ર રામજીદાસજીનું નામ વારે વારે દેતા હતા; હેની જોડે પોતે બહુવાર મુસાફરીઓ કરેલી; હેની વિચિત્રતાઓ હમને કહેલી, ત્હેમાંની એક યાદ આવે છેઃ દૂધ પીએ તે વાડકા વડે નહિં, ચમચી વડે નહિં, પણ લાંબી હુક્કાની નેહ વડે! શોલાપુરથી નારાયણ ગયા પછી કેટલીક મુદ્દતે મ્હારા બન્ધુ મિત્રો વગેરે મ્હારે ત્હાં હતા ત્હેવામાં એકાએક નારાયણ અને રામજીદાસજી આવી ચઢયા. હમારે ઘેર ઊતર્યા. રામજીદાસજીનું ઓળખાણ કરાવ્યું. કોઇ ઉઠાઉગીર જેવો, અથવા તો મગજનું ચક્ર અવળું ફરી ગયેલો, હેવો આબરૂ વગેરેથી વિમુખ માણસ હમને તો લાગ્યો. આવતાં વાંત કાંઇ વિના કારણની તકરારી ચર્ચામાં જ એ પડયો. હેની વાચાલતા ભારે. હેની જોડે માથું ફોડવામાં હું ના બેઠો; મ્હારા મિત્ર વરજરાય સંતોકરાય દેસાઈ પથ્થરના માથાવાળા હતા તે બેઠા. રામજીદાસજીની હિન્દી વાણીમાં વારંવાર સિર્ફ શબ્દ આવતો તે વરજભાઈ સમઝતા પણ નહિં, સમઝવાની જરૂર પણ ન્હોતી.-એ બે વિલક્ષણ મિત્રોનું જોડું મદરાસ તરફ ચાલ્યું ગયું. મુસાફરી, ઉદ્દેશહીન ભ્રમણ માટે શોક, એ આ બે વિલક્ષણ માણસો વચ્ચે સંયોજક અંકોડો હતો. થોડા દહાડા પછી નારાયણ પાછો આવ્યો.—"એકલા કેમ?" તો કહેઃ રામજીદાસજી અને હું મુસાફરીમાં લઢયા એટલે હું ચાલ્યો આવ્યો!"

શોલાપુર જિલ્લામાં નિત્યસહવાસે નારાયણનો પરિચય મ્હારે ગાઢ થયો. ખાવું પીવું, સૂવું બેસવું, ફરવા જવું વાર્તાલાપ કરવા, બધામાં નિસસહચારથી એ બન્ધુવત્ બની ગયો. હેની ભાષા સુધારવાનું કામ કરતે અનેકવાર લઢાઇયો પણ થતી. ખાસ કરીને બંગાળી ભાષાની કેટલીક હસનીય વિચિત્રતાઓનો હું તિરસ્કાર કરતો ત્હારે નારાયણ રીસાઈને મ્હો ચઢાવતો. એક હેવા પ્રસંગે 'ઉપન્યાસ' શબ્દ આવ્યો. મ્હેં પૂછયુંઃ 'આ શબ્દનો અર્થ શો?' આ વાક્યમાં સંસ્કૃતમાં જાણેલો અર્થ બેસતો નથી. ઉત્તર મળ્યોઃ—"મહાશય! 'ઉપન્યાસ' એટલે નવલકથા." હું તો છક જ થયો. "સંસ્કૃતમાં આ અર્થમાં કહિં પણ પ્રયોગ જાણ્યો નથી; અને ત્હમારા બંગાળીઓએ આ ક્ય્હાંથી ઘડી કાઢ્યું? કાંઈ અર્થનો સંબન્ધ પણ નહિં! કાદમ્બરી વાર્તાનાયિકા ઉપરથી 'કાદમ્બરી' એ નામ વાર્તાનું પડયું, ને તેથી આગળ વધીને મરાઠીમાં 'કાદમ્બરી' એટલે કોઇ પણ વાર્તા એમ સામાન્ય નામ પડયું તે વિચિત્ર અને હસનીય છે, છતાં લક્ષણાથી બંધ બેસાડાય એમ છે, પણ આ ત્હમારો 'ઉપન્યાસ' તો કાંઇ પણ પાયા વિનાનો શબ્દ!" નારાયણનો બચાવ—રીસાઈ ને મ્હોં ચઢાવવું. બે મિનિટ પછી પાછા પોતે પ્રફુલ્લ થઈ ગયા, અને ભાષાન્તર તપાસવાનું કામ ચાલ્યું.

આ સહવાસના વખતમાં જ મ્હારી કાવ્યરચનાની રસિક પ્રવૃત્તિની જોડાજોડ ગુજરાતી ભાષાની જોડણી વિશેનો નિબન્ધ (ઈ. સ. ૧૮૮૮ નો પ્રથમ નિબન્ધ) એ શુષ્ક વિષયની પ્રવૃત્તિ પણ ચાલતી હતી. નારાયણ એ

હતું. અંગ્રેજી તો ભાગ્યું તૂટ્યું જ આવડતું.

સવારીમાં મ્હારાં છોકરાં તથા આયાની સાથે નારાયણ †'ઢમણી'માં મુસાફરી કરતો તે વખતે બાલકોને પુષ્કળ રમૂજ આપતો—અનેક આનન્દમય વાતોચીતો કરતો. કારવારથી અંકોલે દરિયા કિનારે કિનારે હમે ગયા. અંકોલે પ્હોચીને નારાયણ મ્હને કહે, "મહારાજ! બહુ સુન્દર પ્રદેશ છે મોન્ટી કાર્લોનું સ્મરણ થાયછે." અંકોલા જતે 'ઢમણી'માંથી નારાયણના દક્ષણી જોડાનું એક નંગ પડી ગયું. મુકામે ઊતરતી વખત ખબર પડી. બજારમાં જઇને નારાયણ એક નંગ લઈ આવ્યો. (હેના જેવા ફકીરને એમ છુટક નંગ જડે અથવા મળે.) પણ જરાક જોડ મળવામાં ખામી હતી. એકના ઉપર રેશમના દોરાનું ફૂલ ન્હાનું કાળા રંગનું હતું. બીજા ઉપર પીળા રંગનું હતું. નારાયણને શી વાર? કાળી શાહી વતે પીળા રંગનો કાળો રંગ કરી દીધો! 'મહાશય! ત્હમારે વળી આમ સરખા રંગની ચટ શી'? નારાયણ હસ્યો. કાંઇક જવાબ દીધો. યાદ નથી.

કારવાર જિલ્લામાં બેલીકેરી નામનું ગામડું દરિયાકિનારે છે. બહુ સુન્દર સ્થાને સરકારી બંગલો છે. (કારવાર જિલ્લામાં સર્વ સ્થાન સુન્દર જ છે. સદાશિવગઢ નામની ટેકરી ઉપર હમે પ્રથમ સરકારી બંગલામાં જઈને રહ્યાં ત્હારે વિશાળ હિન્દી મહાસાગરના ઉજ્જ્વળ ફીણના તરંગ, આજૂબાજૂ નાળિયેરીઓની લીલોતરી, એક બાજૂ કાલી નદીનો સમુદ્ર સંગમ, હેમાં ધોળા શઢના શૃંગારવાળી ન્હાની મ્હોટી હોડીઓ. પૂર્વમાં સહ્યાદ્રિની શિખરમાળાઓ, ધુમ્મસમાંથી ડોકિયાં કરતી, સૂર્ય નીકળતાં હાસ કરતી;—આ સર્વ જોઈને તત્ક્ષણ થયું કે જીવનભર અહિં રહિયે.—અસ્તુ. વિષયાન્તરતા થઈ. બેલીકેરીનો બંગલો સુન્દર સ્થળે છે) ત્હાં બંગલાના એક ભાગમાં હાવેલ નામના સિવિલ સર્જનનો મુકામ હતો, સકુટુમ્બ. હું પણ સકુટુમ્બ હતો. નારાયણ જોડે હેમને ઓળખાણ કરાવ્યું. રાત્રે બધાં સાથે જમ્યા પછી નારાયણ પોતાના યુરોપ અમેરિકાના પ્રવાસની વાતો કરવા લાગ્યો. હેનું ભાગ્યુંતૂટું અંગ્રેજી મિસિસ હાવેલ સભ્યતાથી અને માનની સાથે સાંભળી રહેલી હતી. "વન સટ, વન કોટ," ઇત્યાદિ ઇત્યાદિ બોલતો તે શર્ટ (shirt)ને માટે નારાયણ 'સટ' કહેતો એ વાત હમે જાણિયે, મિસિસ હાવેલ શું જાણે? સમજે નહિં તોપણ ડોકાં હલાવ્યે જાય.—(કારવાર તરફમાં નારાયણ હમારી જોડે હતો તેટલી વાર એ તો કલબમાં ન્હોતો આવતો, પણ કલબમાંના ઘણા ખરા મિત્રો હેને વિશે હકીકત જાણીને માનવૃત્તિથી હેને જોતા.)

ઈ. સ. ૧૮૯૫ની સાલમાં નારાયણ અમદાવાદમાં હમારે બંગલે મ્હારા કુટુમ્બ પાસે હતો. મ્હારો પુત્ર, નલિન, સાત વર્ષનો, કાંઇક જક કરીને રોતો હતો. નારાયણ પાસે આવ્યો. "અરે છોકરા! આમ રોવાય? જો મ્હોં કેવું દેખાયછે"—કરીને મ્હોં સ્હામું ચાટલું ધર્યું. નલિન ઉલટો ચીઢાયો, બમણો રોવા લાગ્યો, અને હેણે નારાયણને હડશેલી કાઢ્યો. તરત બજારમાં

† 'મનોમુકુર'નું અવલોકન કરતે એક વિદ્વાન્ આ 'ઢમણી' શબ્દને ગ્રામ્ય કરીને હશી કાઢેછે. મ્હેં 'ઢમણી'=બળદનું સગરામ—એમ ખુલાસો તે સ્થળે આપ્યો જ છે. એ શબ્દ ગુજરાતી નહિં પણ કારવાર બેલગામ વગેરે પ્રદેશમાંનો સ્થાનિક શબ્દ છે. એ ઉપરના ઇશારાથી તથા અવતરણ ચિહ્નથી સહજ જણાય એમ હતું. પરંતુ વિદ્વાનોની વાત જુદી છે.

જઈને નારાયણ મીઠાઈ લઈ આવ્યો, અને નલિનને આપી, શાન્ત કર્યો. નલિન પછીથી કહેઃ "રોઇયે માટે શું આટલું બતાવવાનું કે?" નારાયણ આનન્દથી હસ્યો.

મીઠાઇનો શોકીન નારાયણ પોતે બાળકો કરતાં ઓછો ન્હોતો. સિંધમાં હૈદરાબાદ જિલ્લામાં હું હતો તે વખતે નારાયણ હમારી સાથે થોડાક મહિના રહેલો, સવારીમાં ફરેલો. મ્હારાં બે છોકરાં ઊંટ ઉપર બાજૂ ઉપર બેસાય હેવી ડબલ ખુરશીના કાઠડા ઉપર બેઠાં હોય, નારાયણનું ઊંટ હેમની જોડાજોડ ચાલે (મ્હારુ ઊંટ તથા મ્હારી પત્નીનું ઊંટ જરાક આગળ હોય) તે વખતે નલિનને અને ઊર્મિલાને ચીઢવે, હસાવે, એમ મુસાફરી ચાલે. આ વખતમાં પ્લેગનું જોર બહુ હતું તેથી બજારના મીઠાઈ લાવવાની મના કરેલી નારાયણને બહુ સાલી. તંડો આદમ નામના ગામથી હમે ઊપડયાં; નારાયણના મુખ ઉપર એ મનાઈના દીર્ઘ દબાણથી ગ્લાનિ આવેલી મ્હેં દીઠી. મ્હને દયા આવી. "મહાશય! જાઓ મીઠાઈ લઈ આવો." તરત હેનું ઊંટ ફેરવ્યુ, તંડો આદમના બજારમા જઈ મીઠાઈ લઈને પાછો હમને પકડી પાડી પ્રફુલ્લવદને શામિલ થયો. એ વખતનું ચિત્ર પ્રત્યક્ષ કરુછું, તો એ બાલક જેવા પ્રૌઢ પુરુષ તરફ અપૂર્વ ભાવ ઝરેછે.

ઈ. સ. ૧૮૯૪;—નાતાલના દિવસ;—સ્થળ; ઉત્તર કાનડા જિલ્લાની છેક દક્ષિણ હદમાં ગેરસપ્પાના જગવિખ્યાત ધોધ; ત્હાં મુસાફરી બંગલામાં મ્હારો મુકામ; મ્હારા બન્ધુ સકુટુમ્બ, નારાયણ એ મંડળ સાથે છે. એ ધોધ લગભગ ૯૦૦ ફુટની ઊંચાઇથી પડે છે; બંગલો એ ઊંચા કિનારા ઉપર છે. મંડળમાંના બીજા કોઇની હિમ્મત ધોધને તળિયે ખડકોના પથરામાં થઈને જવાની ના ચાલી; મ્હારા બન્ધુ કાયમના બ્હીકણ; બીજાં બાળક અને બન્ધુની પત્ની. નારાયણ અને હું બે જણા અને એક અંગ્રેજ મિત્ર પોલીસ સુપરિંટેંડંટ, બિડલ, ત્રણ જણા ઊતર્યા. એ જળધોધ હમે દીઠાછે?—ના? ત્હમારી અડધી જિંદગી રદ! કિનારાની ભેખડની ધાર ઉપર આખો દિવસ રહી ધોધના જળકણમાં રચાતાં ઇન્દ્રધનુષ્ય જોતે ધરાઇયે જ નહિં; અને ધોધનું ગર્જન તો ચાલુ જઃ એ ગર્જન વિશે એક અંગ્રેજ મુસાફરે એ સ્થળની visitor's book in લખ્યું છેઃ "Would you have music? Then listen to the Falls: The scale is infinite, and God the organist. (ત્હમારે સગીત જોઇશે? તો આ જળધોધનું શ્રવણ કરો; હેનું સ્વરમંડળ અનન્ત છે, ને પ્રભુ એ મહાવાદ્યનો વગાડનારો છે.) એ અલૌકિક જળધોધ.

> તૂટી પડતો જળધોધ મહાન,
> ગજવતો અવિરત ઉજ્જ્વલ ગાન,
> નચવતો અગણ્ય જળકણ જ્યાંહિ,
> પરોવી રવિ નિજ અંગુલિ ત્યાંહિં
> તરતાં મૂકે ગૂંથી અનેક
> ઈન્દ્રધનુ રંગરસીલાં છેક.

એ ગર્જન ગીતની નીચે, એ રંગરસીલાં ઇન્દ્રધનુની પરંપરાની નીચે, બિડલ, નારાયણ અને હું ઊભા છિયે. અને,—અને નારાયણ પાણીની ધારની છેક પાસે લપલપાટ કરતો ગયો, પગ લપસ્યો, ધબ નારાયણ પડયો! તરત ઊઠયો, ધોતિયું પલળેલું અડધું ઊકેલીને નીચોવ્યું—ને ભાગ બદલીને વીંટયો; ને બીજો છેડો નીચોવ્યો. બિડલ આ કળા જોઈને છક થયો—આ ચિત્ર કેવું! Sublime

(ઉન્નત) માંથી Ridiculous (હાસ્યાસ્પદ) માં કે'વું પતન!

નારાયણને મ્હારા બન્ધુએ બહુ વાર કહેલું: ત્હમે બહુ લપલપિયા છો. એટલે કહેછે: "મહાશય! ભયનો શંભવ ના હોય ત્હાં લપલપાટ અવશ્ય કરવો જોઇયે."!—અહિં લપસ્યા તે વખત ભયનો 'શંભવ' હતો કે નહિં? નારાયણ જાણે.

ચિત્રપરિવર્તન:—સમય: આ પછી બે ત્રણ દિવસ; સ્થળ: હોનાવરથી કારવાર જતે આગબોટની તૂતક. પાત્રો—નારાયણ હેમચન્દ્ર વિશ્વવિહારી, અને એક મેંગલોરથી ચઢેલા રોમન કેથોલિક પાદરી. પ્રેક્ષકમંડળ, હું, મ્હારા બન્ધુ, કૃષ્ણરાવ, વગેરે. સન્ધ્યાકાળની શાન્તિમાં આગબોટ શાન્ત સમુદ્રમાં ખળખળ પાણી કાપતી વગર ડોલ્યે સર્યે જાયછે. નારાયણ પાદરીની પાસે જઈને પુછેછે: Do you know Dutch? (જર્મન માટે Dutch શબ્દ વાપરવો એમ નારાયણ હમને કહેતો હતો.) પાદરી જર્મન જ હતો. બને જમનમાં વાતો કરવા મંડી પડ્યા. પાદરી પુણ્યવંતરુ અને પાવિષ્ઠરુ* એમ કાનડી રૂપો વચમાં વારંવાર ભેળવતો બોલ્યે જાયછે. નારાયણ જોસભેર અસ્ખલિત બોલ્યે જાયછે. હમે કશું સમઝતા નથી. એટલું લાગે છે કે અંગ્રેજી કરતાં જર્મન ઉપર નારાયણને વધારે પ્રભુત્વ હશે. પછી તો પ્રભુ જાણે. ધર્મ સંબન્ધી તકરારમાં ઊતરેલા આ બે 'પાગલો'નું ચિત્ર અત્યારે રમૂજ ઉત્પન્ન કરેછે.

હવે મુકુર ફેરવીને નીચે મૂકી દઉં. જરા પશ્ચાદ્દર્શનમાં લીન થાઉં: "મ્હારા આત્માની આ દુરવસ્થાની વેળાએ હું એક સુખસ્વપ્નું જોઉંછું.—ત્હમારો સ્નેહ, કે'વે નિર્મળભાવ ધારણ કરીને મ્હને આલિંગન કરવા આવેછે! મ્હારું સર્વસ્વ ગયું છે-પરંતુ પામ્યો છું કેવળ ત્હમારી જ પ્રીતિ. એ પ્રીતિને પણ મ્હારે રાખવાની જગા નથી–મ્હારું હૃદય પ્રેમશૂન્ય છે–હું બન્ધુશૂન્ય છું, હું જ સંસારમાં યથાર્થ દરિદ્ર છું. ત્હમારી નિર્મળ પ્રીતિની સાથે વિનિમય કરી સકું હેવું મ્હારા આત્મામાં કાંઇ જ નથી." 'અશ્રુમતી નાટક'ના ભાવ ઝરતા અર્પણમાંનાં આ વચનોના ઉદ્દગાર કરનારો ઉદાર નારાયણ! આ હેનું ઉચ્ચતર સ્વરૂપ: બાલકો જોડે બાલકવત્ આનન્દ ખેલ કરતો નારાયણ–આ હેનુ નિર્દોષ સ્વરૂપ: પાછલા સમયમાં કેટલાક અનિષ્ટ સંજોગો અને સંબન્ધોને પરિણામે અન્યાયી, દુરાગ્રહી, નિન્દક, નારાયણ; પોતાને માટે નહિં પણ પોતાના ભાઈના સંતાનો માટે ધન ભેગું કરવાના લોભમાં, ચિત્રોનું આલબમ બનાવવા માટે અકુલાઙ્ગનાઓની છબીઓ મેળવવા હેવીઓને ગાડીમાં જોડે બેસાડીને લઈ જનારો નારાયણ;†—આ હેનું પતનસ્વરૂપ, નીચસ્થ સ્વરૂપ;—મ્હારી જોડે અકારણ વિરુદ્ધતા કરીને પાછળથી પસ્તાયલો, છતાં પશ્ચાત્તાપ દર્શાવતે અચકાતો, ફરી સન્ધિ કરવાને ઉત્સુક નારાયણ, મ્હારા અક્ષમાશીલ સ્વભાવને લીધે એ હેની ગૂઢ ઇચ્છાને પ્રતિધ્વનિ હું ના આપી સક્યો તેથી નિરાશ થયેલો નારાયણ; આ હેનું કરુણ સ્વરૂપ: આ વિચિત્ર ચિત્રઘટના મ્હારી સમક્ષ એક પછી એક ચાલી જાયછે.—અને

આરમ્ભમાં જવનિકાની પાછળ અદૃશ્ય રહેલો નારાયણ સંસર્ગમાં આવ્યો, જોડાયો,

* ઉ પ્રત્યય કાનડીમાં અકરાન્ત નામને બહુવચન પ્રથમા માટે લગાડાય છે. (નામ તેમ જ વિશેષણને

† આ સર્વ પ્રસાંગિક માટે 'મનોમુકુર'માં નારાયણ હેમચન્દ્ર-વિશેનો લેખ જુઓ.

છૂટ્યો, પછી લુપ્ત થયો; તે આ જીવનપાર અદૃશ્ય થયેલો નારાયણ બીજી અભેદ્ય જવનિકા પાછળ રહ્યોછે; એ અભેદ્ય જવનિકા ભેદીને આવતો ગેબી અવાજ આ હું શો સાંભળું છું?—"મહાશય! હું તો 'પાગલ' છું. ત્હમને અન્યાય આપ્યો હોય તો ક્ષમા કરજો.—અહિં હું સુખમાં છું; પણ એક, બે બાબતથી 'ક્ષાન્ત' થઈ ગયોછું; બંગાળીમાંથી ભાષાન્તર કરવા માટે પુસ્તકો, શાહી કલમ વગેરે માગ્યાં, પણ તે કોઈ આપતું નથી.—ને મીઠાઈ પણ મળતી નથી!

---






લેખકઃ
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,
સભ્ય, સાહિત્યસંસદ.

**શ્રી** ફૉર્બ્સ ગુજરાતી સભાની નિયમાવલિ અને વ્યવસ્થા પત્ર તથા શ્રી ફૉર્બ્સ ગુજરાતી સભાનો વૃત્તાંત (૧૯૨૪)–પ્રકાશકઃ રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ. મંત્રી, મુંબાઈ.

વિ. સં. ૧૯૨૧ (સન ૧૮૩૫)માં સ્થપાએલી આ સાહિત્ય–વિષયક સભા એના પ્રાણુરુપ ધનનો સારો વધારો કરી હમણાં-હમણાંની યોગ્ય પ્રવૃત્તિઓ આદરતી જાય છે. આ સભા અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી એ બે પુરાણી સાહિત્ય સંસ્થાઓ એમની સમૃદ્ધ આર્થિક સ્થિતિ જોતાં જેટલી વધુ સાહિત્યસેવા કરે તેટલી ઓછી લેખાય. સભાએ પોતાની સ્થાપના બાદ ચાર વર્ષે રાસમાળાનું ભાષાંતર મોટા ખર્ચે પ્રસિદ્ધ કરી સવત્ ૧૯૬૯ સુધી માત્ર દ્રવ્યસંચયજ કર્યા કર્યો; આ પછી એનો હેતુ પાર પાડવાની સાહિત્યપ્રકાશનની પ્રવૃત્તિ આદરવામાં આવી તે અત્યાર સુધીનું પ્રશંસાપાત્ર કાર્ય બતાવી આપે છે. વૃત્તાંતના પરિશિષ્ટ ત્રીજામાં પ્રસિદ્ધ, મુદ્રાલયમાંનાં અને તૈયાર થતાં સાહિત્ય-કાર્યોનાં ટિપ્પણ છે. યોગ્ય ગ્રંથકારોને એ યોગ્ય ઉત્તેજન આપે છે. એના વિદ્વાન્ અને કુશલ વ્યવસ્થાપક મંડળ તરફ જોતાં અત્યાર સુધીમાં મંદમંદ ગતિએ ચાલેલી આ સંસ્થાના કાર્યમાં વેગ આવશે અને કર્તવ્યક્ષેત્રમાં વિસ્તાર થશે એમ આશા રહે છે. અમે ઇચ્છીએ છીએ કે નવીન ગુજરાતનો વિદ્વાન્ યુવક વર્ગ આ સંસ્થાના આશ્રયનો લાભ લેશે અને ગુજરાતી સાહિત્યની સંગીન સેવા કરવામાં સાહાય્ય આપશે.

**Selections** From Classical Gujarati Literature—Volume I—સંગ્રાહકઃ અ૦ એરચ જહાંગીર સોરાબજી તારાપોરવાળા, પ્રકાશકઃ કલકત્તા યુનીવર્સીટી.

અધ્યાપક તારાપોરવાળાએ કલકતામાં રહીને આ સંગ્રહના પ્રકાશનથી ગુજરાતી ભાષા અને સાહિત્યની સારી સેવા કરી છે.

મુંબાઇની યુનીવર્સીટીએ જે કર્તવ્ય હજીએ ઉપાડી લેવાની બેદરકારી ચાલુ રાખી છે તેજ કર્તવ્ય બંગાળ જેવા પરાયા ઇલાકાએ ગુજરાતી ભાષા અને સાહિત્યના સંશોધન અને સાપેક્ષ અભ્યાસના ઉત્તેજનાર્થ ઉપાડી લીધું છે તેથી આપણી યુનીવર્સીટીને શરમાવા જેવું તો ખરુંજ. કલકત્તા યુનીવર્સીટી અને તેના ગુજરાતી અધ્યાપક રા. તારાપોરવાળાની આ કૃતિનો આટલા માટે અમે ખાસ સત્કાર કરીએ છીએ.

અ૦ તારાપોરવાળાને એમની માતૃભાષા અને સાહિત્ય મા ચા પ્રકારનું અભિમાન છે. ગુજરાતી ભાષાના અવતાર પહેલાનાં અને પછીનાં કેટલાંક સૈકાનો તલસ્પર્શી અભ્યાસ કરી તેનુ ફલ પ્રસિદ્ધ કરી શકે એવા ભાષારસિક તરીકે રા. તારાપોરવાળા તરફ અમે હંમેશાં જોયા કરીશુ. એ બાબતમાં આ પ્રથમ પ્રયાસથી નહીં અટકી જતાં એ પોતાનો અભ્યાસ વિશેષ વ્યાપકતા અને ઉંડાઇથી ચાલુ રાખશે એમ આશા રાખીશું.

હીંદની જુદીજુદી ભાષાઓ પ્રતિ આપણી યુનીવર્સીટીઓનું ધ્યાન ખેંચાઇ રહ્યું છે એ આપણા ભાષા અને સાહિત્યના અભ્યાસની સંગીનતા અને સફળતાનું એક સુચિન્હ છે. ગુજરાત વિદ્યાપીઠે થોડા વખતમાં આ બાબત ઠીકઠીક કરી બતાવ્યું. આપણી યુનીવર્સીટી તરફથી પણ રા. નરસિંહરાવભાઇનાં વિદ્વત્તાભર્યાં ભાષણોદ્વારા પણ શુભ પગરણ મંડાઇ ગયાં છે. ગુજરાતી સાહિત્યના જુના સંશોધકો અને નવીન યુવકોના આ મહત્ત્વના ભાષાકાર્યમાં છુટો છવાયો સહકાર પણ પ્રગતિકારક થયો છે તે અરસામાં રા. તારાપોરવાળાની આ સંગ્રહકૃતિને પણ સારો આદર મળ્યા વગર નહીંજ રહે.

રા. તારાપોરવાળા એક રીતે માત્ર ગુજરાતીજ વાંચી જાણનારાના ઉપકારને વશ નથી થઇ શકયા. એમના પુસ્તકની અમે આ એક મહત્ત્વની ભુલ ગણીએ છીએ. સંગ્રહમાં જ્યાંજ્યાં અંગ્રેજી ભાષાનો ઉપયોગ એમણે કર્યો છે ત્યાંસાં એનું ગુજરાતી ભાષાંતર મુકી દીધું હોત તો આ ભુલને રદ કરી શકયા હોત.

પ્રસ્તુત સંગ્રહમાં સમાવેશ પામેલાં કાવ્યો નરસિંહ મહેતા, ભાલણ, પદ્મનાભ, ભીમ અને મીરાંનાં છે. ઇસુના પંદરમા સૈકાના આ કવિઓની કૃતિઓમાંથી ઐતિહાસિક દૃષ્ટિએ પસંદગી કરી રા. તારાપોરવાળાએ આ સંગ્રહની રચના કરી છે. વચમાં વચમ કવિઓ અને તેમની કૃતિઓ વીશે સંક્ષેપમાં ટિપ્પણો પણ આપ્યાં છે. ગુજરાતમાં અસાર સુધી આ વિષય પરત્વે જે જે પ્રસિદ્ધ થઇ ચુકયું છે તે ઉપર આ પુસ્તકથી કંઇ નવીન પ્રકાશ તો પડતો નથી. ગુજરાતી નહીં જાણનાર હીંદી કે અન્ય ભાષાવિદને એમાંથી કંઇક મળે ખરું. પણ તેથી આપણા પોતાના સાહિત્ય ભંડારમાં તો કંઇએ નવીન નથી ઉમેરાતું.

ઇસુનાં વર્ષો કરતાં વિક્રમના સૈકાના અનુક્રમમાં એમના સંગ્રહનો ઐતિહાસિક ક્રમ લેવાયો હોત એમ અમે ઇચ્છીએ છીએ. ઇસુનાં વર્ષોને કાઉસમાં ચાલુ રહેવાની દરકાર નહોતી. વિરામચિન્હો પરત્વે પણ રા. તારાપોરવાળાનું ધ્યાન નથી રહ્યું એ પણ આ સંગ્રહની એક બીજી ખામી છે. આપણા કાવ્યસાહિત્યમાં વિરામચિન્હોની આટલી બધી અરાજકતા હજીએ ચાલુ રહે એ બીલકુલ ઇચ્છવા જેવું નથી.

હીંદની જુદીજુદી ભાષાઓના ઉચ્ચ

પ્રકારનાં અભ્યાસની યોજનાની રુપરેખા વીશે સ્વર્ગસ્થ અસુતોષ મુકરજીનો નાનો છતાં સૂચક લેખ એક અગત્યનું દૃષ્ટિબિંદુ નક્કી કરી આપે છે.

સંગ્રહનો ઉપયોગી ભાગ તે અ. તારાપોરવાળાનો આશરે બત્રીસ પૃષ્ઠોનો ઉપોદ્ઘાત છે. અમને એ ઘણોજ ટુંકો લાગ્યો છે. એમાં કૈં ખાસ વિશેષતા અમને માલમ નથી પડી. આપણા ઘણાએક સાહિત્યકારોએ યુગવાર આપણા સાહિત્યને આજ સુધીમાં અવલોક્યું છે. એ સર્વમાંથી મુખ્ય એક કે બીજાનો દૃષ્ટિકોણ લઇ રા. તારાપોરવાળાએ એ સંબંધમાં એમનો ઉંડો અભ્યાસ, શાસ્ત્રીય વર્ગીકરણ, ભાષા અને સાહિત્યનો ઐતિહાસિક વિકાસ વિસ્તારથી અવલોકી આપણને અર્પ્યાં હોત. અમે આશા રાખીશું કે હવે પછીના સંગ્રહમાં આ બાબત એમનું ધ્યાન ખેંચાયા વગર નહીં રહે.

ગુજરાતી ભાષા અને સાહિત્યનો પ્રભાતકાલ ઉંડો અને સંગીન અભ્યાસ માગી લે છે. એ પ્રાચીન સાહિત્યને સંગ્રહી રહેતી જુનામાં જુની અને જુદીજુદી પ્રતોના વિવેકી અભ્યાસકની આપણને જરુર છે. એ જુના સાહિત્યકારોની કૃતિઓમાં લહીઆઓને હાથે અને યુગોનાં દોઢડહાપણ, અજ્ઞાન કહો કે પછી આવશ્યકતાએ વિકૃતિ કરી નાંખી છે. એ વિકૃતિઓને શોધી આપણે વીણી નાંખવાની છે. મહેતા કે મીરાંને નામે કૈં કાવ્યો ચઢી ગયાં છે તેમને જુદાં કાઢી મુકવાની જરુર છે. મીરાંના આટલાં બધાં ગુજરાતી કાવ્યો ક્યાંથી આવ્યાં એ માટે પણ એના અભ્યાસકોને સંતોષકારક ખુલાસાની જરુર છે. રા. તારાપોરવાળાએ પણ જે એ ભીમ થઇ ગયા છે તેમને એક ગણી લેવાનો આપણા જુના સાહિત્યની આવી સ્થિતિમાં દોષ કરી દીધો છે. આ યુગનું આપણું સાહિત્ય આ રીતે વિસ્તારથી અવલોકાય એ બહુજ ઇષ્ટ છે.

અ૰ તારાપોરવાળાને અમારાં ખાસ અભિનંદન છે અને એમના આ ઇષ્ટ પ્રયાસ માટે અમારી ઉંડી સહાનુભૂતિ છે.



**ભાગીરથીની ભુલ્ય:** લેખકઃ રા. રમણીક અ. મહેતા, મુંબાઇ.

રા. રમણીક મહેતાએ બંગાળીમાંથી થી. જલધર સેનના પુસ્તકનો અનુવાદ કરી ગુજરાતી પ્રજા સમક્ષ પ્રસ્તુત પુસ્તક મુક્યું છે.

મુળ વાતોનાં સ્થલ ને સમાજને અનુવાદકે પલટાવી ગુજરાતી વાંચકને પરાયાં ન થઇ પડે તેવા કલાકૌશલ્યથી રજુ કર્યાં છે.

બંગાળી લેખકો ઉદ્દેશ પ્રાધાન્ય કૃતિઓમાં અને તેમાંએ ખાસ કરીને નૈતિક પ્રાધાન્ય કૃતિઓમાં હીંદુ તત્ત્વજ્ઞાનના કેટલાક ઝીણા અને અટપટા પ્રસંગો બહુ કલાથી ગુંથી લે છે; અને કેટલીક વખત તો વાંચનારના મન ઉપર તેની અસરો ઘણા લાંબા વખત સુધી મુકતા જાય છે.

બંગાળી લેખક શ્રી. શરત્ બાબુ 'વિરાજ

વહુ' નામની તેમની એક કૃતિમાં હીંદુ સમાજની સ્ત્રીને પરપુરુષ વીશે અયોગ્ય એવો માત્ર વિચાર કરવાથી તેની નાયિકાને અનેક વિપત્તિઓમાં હડસેલી મુકે છે. અને પરલોકનાં માત્ર કાલ્પનિક સુખોની આશામાંજ નૈતિક ભુલનાં મહામુલાં પ્રાયશ્ચિતોમાં આલોકની યાત્રા પુરી કરાવે છે.

અને આ રીતે આ ભયાનક રસ પ્રેરી સમાજને સંયમ, ધર્મ અને નીતિનાં બંધનોથી જકડી લેવા માગે છે.

શ્રી જલધર સેનની વાર્તાની નાયિકા ભાગીરથી હીંદુ સંસારની બાળ લગ્નની રુઢિનો ભોગ થઇ તેની કિશોરાવસ્થાના પ્રાતઃકાલમાંજ વૈધવ્ય પ્રાપ્ત કરે છે.

હીંદુ સંસારમાં સ્ત્રી વિધવા થઇ એટલે તેને વીતરાગ આવવોજ જોઇએ; ન આવે તો લાવવોજ જોઇએ. તેનાથી શોખ ન થાય; સંગીત, સાહિત્ય કે કલા વિનોદ ન થાય. અને આ રીતે સ્વભાવજન્ય રસવૃત્તિઓને જીવન રણમાં સુકાવી નાખવી જોઇએ. અને માધુર્ય ઝરતી બાલાઓએ કરમાઇકરમાઇ, રીબાઇરીબાઇ, બળીઝળી જીવન વ્યતીત કરવું જોઇએ.

ભાગીરથીનો પિતા મોહન એક બેંકમાં નોકરી કરતો હતો. કાળે કરી તેની મતિ ભ્રષ્ટ થાય છે અને બેંકમાંથી પૈસા ઉચાપત કરે છે. તેને કેદ મળે છે. તેનાં બૈરાં છોકરાંનું ભરણ–પોષણ સુરતનિવાસી તેનો એક મિત્ર કરે છે. ભાગીરથી અને તેની મા મુબાઇમાં એક નાનકડી ઓરડી રાખી દિવસો ગાળે છે. પાડોસીઓ સ્વાભાવિક સ્વાર્થવૃતિથી પ્રેરાએલાં છે તોપણ સાધારણ રીતે આ દુઃખી કુટુંબ તરફ મમતા અને માયાથી જુવે છે.

ભાગીરથીમાં યૌવનના ચમત્કાર શરુ થાય છે અને નરહર નામના એક વિલાસી યુવક તરફ આકર્ષાય છે. મોહનનો મિત્ર દીનેશ ભાગી અને તેની માને સુરત બોલાવે છે. મા જવા તૈયાર થાય છે; પરંતુ ભાગીરથીને મુંબાઇનું રંગરાગી જીવન ત્યાગી જવું ગમતું નથી. અને અંતે સંકેત પ્રમાણે સુરત જવાની આગલી રાત્રે નરહર સાથે તે ચાલી નીકળે છે.

યુવક ભાગીરથીને ભોળવી બહાર ગામ લેઇ જાય છે. અહીં ભાગીરથીની ભુલ થાય છે. ઘર છોડી નીકળ્યા પછી રસ્તામાંજ તેને નરહરની ભ્રષ્ટ મતિનો સાક્ષાત્કાર થતાં પોતાની ભુલ તેને સમજાય છે. અને અહીંથીજ તે ભુલ સુધારવા પ્રયત્ન કરે છે; અને આ ભુલના પરિણામે અનેક વિપત્તિઓની હારમાળમાં તે લપેટાઇ જાય છે. પરંતુ આ અનેક વિકટ પ્રસંગોમાંથી પણ પોતાનું શીયળ સાચવતી તે મરણને કાંઠે આવી પડે છે. આ નાનકડી ભુલના ભારે પ્રાયશ્ચિતને અંતે મુંબાઇથી સુરત ગએલી તેની માતાને ને જેલમાંથી છુટેલા તેના પિતાને મુંબાઇ નિવાસી તેની પડોસી માસીબાના અકસ્માત્ મેલાપથી મળવા તે ભાગ્યશાળી નીવડે છે.

આ પુસ્તક હાથમાં લીધા પછી પુરું કરીનેજ મુકવાનું મન થાય તેવી આકર્ષક શૈલીથી લખાયું છે. માત્ર કર્કશતા શબ્દોની ગ્રામ્ય જોડણીમાં અને કેટલાક વિદ્વતાભર્યા–આડંબરી શબ્દો વાપરી લેખકના જ્ઞાનનું પ્રદર્શન કરવાથી આવી જાય છે, અમે ઇચ્છીએ છીએ કે દ્વિતીય સંસ્કરણ વખતે અથવા નવાં પુસ્તકોમાં રા. મહેતાનો આ વ્યામોહ ટળી જશે.

ઇસ્લામના ઓલીઆ ભા. ૧—લેખકઃ રા. સુશીલ મઢડા.

'યુગધર્મ' માસિકમાં છુટક છુટક છપાએલા લેખોનો આ સંગ્રહ છે. સૌ. શારદા મહેતાએ એની પ્રસ્તાવના લખી સંક્ષેપમાં સારું આસ્વાદન કરાવ્યું છે. લેખક પ્રવાહવાહી શૈલીમાં ઇસ્લામી પ્રજાના આ સંતોનોનો સારો પરિચય કરાવી શકયા છે. હીંદમાં રાજ્યસત્તા અને શાસિત પ્રજા વચ્ચે કંકાસનાં કારણરૂપે ઇસ્લામી પ્રજાનો જે વખતમાં ઉપયોગ કરવામાં આવે છે તેવે વખતે આવા પુસ્તકની ખાસ જરુર હતી. એથી એ પ્રજાને યથાર્થ સ્વરૂપમાં પીછાની આપણે શાશ્વત ઐકયને પંથે પડી શકીએ એવી કૃતિઓ આદરને પાત્ર થવીજ જોઇએ. રા. સુશીલ એમનો આ પ્રયાસ જરુર ચાલુ રાખશે એવી અમારી ઇચ્છા છે.

સુશીલાના પત્રો—સંપાદક અને પ્રકાશકઃ રા. ચીમનલાલ જેચંદ શાહ, મુંબાઇ.

રા. ચીમનલાલ શાહે આ ઓગણપચાસ પત્રોના સંપાદન અને પ્રકાશનથી આપણા પત્રસાહિત્યમાં એક ઉમેરો કર્યો છે. વર્ષો પર અંગ્રેજી 'કમલાના પત્રો'ના ભાષાંતરે મદ્રાસ ઇલાકાના આપણા સમાજનાં દૃશ્યો રસભર રીતે આપણી સમક્ષ રજુ કર્યાં હતાં. આપણા સાહિત્યનું આ અંગ હજી કુમળું છે. નવજીવને આપેલી આપણી નવીન પાંખોને આપણા સાહિત્યના અંગેઅંગના વિકાસ સાથે ઉંચા શૃંગ ઉપર ઉડવાની અભિલાષાઓ વ્યક્ત થતી જાય છે. આ સંગ્રહ એનું એક સૂચન છે.

સુશીલા કલ્પિત કે વાસ્તવિક એક સુરતની યુવતી છે. એના વિદ્યાર્થીપતિને એ આ પત્રો લખી એને વીંટી રહેલા સમાજને આલેખતી પોતાના હૈયાને ઠલવે છે અને વિયોગને હળવો કરે છે. પત્રોમાં નૈસર્ગિક કલાનાં દર્શન નથી પમાતાં; પ્રયોજિત કલાના નિર્બલ પ્રયત્નો એમાં પ્રત્યક્ષ થયા વગર રહેતા નથી. પોતાના નામાનુસાર સુશીલા યુવામાંએ ડાહી ડમરી પ્રૌઢાના ભાવ બતાવી શકે છે. યુવાના નૈસર્ગિક આવેશો જેવાં લેશ કે ઘણા એનામાં લાગતાં નથી. પતિને મિત્રની સમાન કક્ષા ઉપર પત્ર લેખનદ્વારા રાખવા પ્રયત્ન કરતી કરતી એ પોતે (આપના) જેવાં સર્વનામોથી નીચે આવીને બેસી જાય છે અને તરફડીઆં મારતી આપણી રૂઢિને સંરક્ષવા કે સંહારવા ડાહ્યા ઉપદેશકની માફક ઉપદેશોનાં વ્યાખ્યાનો આપ્યે જાય છે. વિદ્યાર્થી પતિને આ અવેતન અધ્યાપક સમાજશાસ્ત્રનાં જે વ્યાખ્યાનો આપે છે તે અસરકારક થઇ શકે કે કેમ? પડદાનશીન લેખક સુશીલ, સુશીલા કે કમલા ગમે તે હો! અમે એને અભિનંદન આપીએ છીએ અને પત્ર સાહિત્યને ઉચિત વિશેષ અકૃત્રિમ કલાથી આવા પ્રયત્નો પુનઃ કરવા કહીએ છીએ.

સૌ. લીલાવતીબહેને પત્રોની પ્રસ્તાવના લખી આપી છે. પત્રોની સાહિત્યક વિષયક મુલવણી એમણે સંક્ષેપમાં છતાં સચોટતાથી કરી છે.

પ્રણયનાદ—લેખક અને પ્રકાશકઃ રા. વલ્લભજી ભાણજી મહેતા, કલકત્તા.

રા. વલ્લભજી રા. નાનાલાલ કવિની શૈલીના અનુયાયી છે. સ્વર્ગે સીધાવેલ સહચરીને એ આ શૈલીદ્વારા હૈયાની પ્રેમાંજલિ આપે છે. કરુણ પ્રસંગને ઉચિત કવિનાના આર્દ્ર ભાવો કાવ્યમાં સ્થળે સ્થળે દર્શન દે છે; પણ ગુજરાતી કવિતાના દેહામાના સ્વભાવજન્ય ગેયત્વને દૂર કરવા મિથ્યા પ્રયત્ન કરતા આવા પ્રયાસો હૃદયને નથી ડારી શકતા કે કર્ણને કર્ષતા આપ્યા વગર રહી શકતા. એ શૈલીના પહેલા અને છેલ્લા 'ગાયક' તરીકે રા. કવિનું જ સ્થાન અદ્વિતીય રહેલું જોવા અમે ઇચ્છીએ છીએ. આદ્ય 'ગાયક'જ આ શૈલીના સફલ આલેખન માટે યોગ્ય છે. એમના અનુયાયીઓ નથી એમના ઉત્તમ ગુણોની ઝાંખી કરાવી શકતા કે નથી એમના ભયંકર દોષોની પરંપરા ઓછી કરી શકતા. ભાઇ વલ્લભજીએ આ કરુણરસને ગેયત્વના કોઈ સંયમી અને નિયમિત માપમાં ઉતાર્યો હોત તો વધુ ઉચિત થાત.

મોતીના પડદાસંગ્રહ—ભાગ ૧—લેખકઃ સૌ० મંગળાગૌરી ચુનીલાલ સેતલવાડ, મુંબાઇ,

સૌ. મંગળાગૌરીબહેને આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરી આપણી સ્ત્રીજાતિ ઉપર ઉપકાર કર્યો છે. રસિક કલાનો ગુજરાતની કોમલ જાતિ હાથે પુનરુદ્ધાર થતો જાય છે ત્યાં આવા પુસ્તકને યોગ્ય સત્કાર મળ્યા વગર નહીં રહે.

**ગુજરાતી બંગાલી શિક્ષક અને શબ્દકોષ—** લેખકઃ રા. દેવજી ગોવર્ધનદાસ ઠક્કર, મુંબાઇ અને પોરબંદર.

આપણામાં બંગાળી ભાષા અને સાહિત્ય પ્રતિનો રસ વધતો જાય છે. એ સાહિત્યનાં પુસ્તકો વખતોવખત ગુજરાતીમાં ઉતરી આપણા સાહિત્યના ભાષાંતરવિભાગને સમૃદ્ધ કરે છે. રા. ઠકકરે એ અભ્યાસ અને સાહિત્યનાં ભાષાંતરોને વિશેષ સુગમ કરી આપવા આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. અભ્યાસકો એને યોગ્ય ઉત્તેજન આપશે.

**પ્રાચીન હીંદુસ્તાનનાં સ્થાનિક સ્વરાજ્ય—** અનુવાદકઃ રા. ચંપકલાલ લાલભાઇ મહેતા, વડોદરા.

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં વડોદરા રાજ્યનો ફાળો સંગીન આવતો રહ્યા છે. આ પુસ્તક શ્રી સયાજી સાહિત્યમાળાનું ૬૧ મું પુષ્પ છે. મુળ ગ્રંથના લેખક ડૅાકટર મુકરજી છે. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના સંગમકાળમાં આપણી સંસ્કૃતિની અસ્મિતા પુરવાર કરતી આવી કૃતિઓની આપણી પ્રજાને હાલ ઘણીજ જરુર છે. ડૉ. મુકરજી આપણો પ્રાચીન સંસ્થાઓના ઇતિહાસના વિદ્વાન્ અભ્યાસક છે. એમની કૃતિઓ પૂર્વ પશ્ચિમમાં આદરથી વંચાય છે. રા. ચંપકલાલ મહેતાએ આવા સમર્થ પુસ્તકનો સફલ અનુવાદ કરી ગુજરાતને નિઃસંશય આભારી કર્યું છે.

**દયારત્નમાળ—ભાગ ૧—(આવૃત્તિ ત્રીજી)** સંશોધક અને પ્રકાશકઃ રા. ભોળાનાથ બાપાલાલ કંથારીઆ, અમદાવાદ.

રા. ભોળાનાથ કંથારીઆને દયારામભાઈની કાવ્યસૃષ્ટિનો સારો અભ્યાસ છે. એને પરિણામે એમણે આ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે. વાચકને એમાંથી કવિવરનાં કાવ્યરત્નોનો સુપરિચય થશે અને રા. કંથારીઆની સાથે એમાં નિમજ્જન કરવાની કંઈક શક્તિ પણ આવશે. રા. કંથારીઆને અમારી સુચના છે કે સંશોધન કે પ્રકાશનમાં એમણે શુદ્ધિ તરફ ખાસ ધ્યાન આપવું. કવિને અશુદ્ધિની ખાસ ચીઢ હતી તેના પ્રકાશકોએ વીસરવું જોઇતું નથી. બીજા ભાગની અમે આતુરતાથી રાહ જોઇશું.

**વીરકથાઃ—** લેખકઃ રા. વસનજી રણછોડજી નાયક, સુરત.

આ નાનકડું પુસ્તક બાળકોને વીર નરોની વાર્તાઓ પુરી પાડવામાં ઉપયોગી સેવાઓ સાધશે.

**મેરી જર્મન યાત્રાઃ—** લેખકઃ સ્વામી સત્યદેવ.

સ્વામી સત્યદેવ પૃથ્વીના પરિવ્રાજક તરીકે પ્રખ્યાત છે. તેમણે પ્રસ્તુત પુસ્તકમાં પોતાની આંખો સુધરાવવા જર્મની જતાં વીતેલાં વીતકો અને અનેકરંગી અનુભવોની મઝેદાર વાતો આલેખી છે. હીંદુસ્તાન પ્રતિ જર્મનીનો દષ્ટિકોણ પણ ઠીકઠીક દેખાડી દીધો છે. પરદેશ જતા દરેક યુવાનને આ પુસ્તક વાંચવા જેવું છે.

**મુક્તધારા—** અનુવાદકઃ શ્રી. રમાચરણ.

મુળ કવિવર ટાગોરનું પ્રસ્તુત પુસ્તક હીંદીમાં ભાષાંતર થઈ પ્રસિધ્ધ થયું છે. મુક્તધારાની ભાષા અસલના લેખક જેટલી સ્નિગ્ધ રહી હોત અને અનાવશ્યક લાંબાં વાકયોથી ભાષાંતર ન થયું હોત તો આ ભાષાંતર એક સફલ ભાષાંતર થઇ શકત.

**વીણા વિહારીઃ (ખંડ ત્રીજોઃ ભાગ ૨ જો.)** લેખકઃ રા. સીતારામ જે. શર્મા, કડી.

સામાજિક પ્રશ્નો ચર્ચતી આ રસિક નવલકથા આકર્ષક છે.

---

**નોંધ—સાહિત્ય સંસદના સભ્ય શ્રી. પુરુષોત્તમ વિશ્રામ માવજીના સુંદર ચિત્ર સંગ્રહમાંથી કેટલાંક સુંદર ચિત્રો તેમના સૌજન્યથી અમે અમારા વાંચકોને ચૈત્રના અંકથી પુંઠા ઉપર આપવાં શરુ કર્યાં છે.—વ્યવસ્થાપક**

## પરિવર્તન

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૨૪૮ થી]

ઉઠાડવા લાગ્યો. શુદ્ધિમાં આવી મહારાજા બોલ્યાઃ "કીર્તિચંદ્ર! તારાથી મારું આટલું સુખ પણ સહન ન થયું?"

કીર્તિચંદ્ર સ્તબ્ધ ઉભો હતો. તેનું અંતર વલોવાઇ જતું હતું.

"અને બહેન મૃણાલિની! પિતાનો તને એટલો બધો ભય જણાયો કે તેને તરછોડીને ગઇ? મારીજ ભુલ, મારોજ અપરાધ. કુલને મેંજ કરમાવી દીધું."

તે રડી પડયા. તેમને ભુતકાળનાં સ્મરણો તરી આવ્યાં. બેભાન થઇ તે ઢળી પડયા. અનુચરો તરત તેમને શયનગૃહમાં લઇ ગયા.

૩

કીર્તિચંદ્ર પોતાના અસલ ઘરે આવીને રહ્યો. તેને પોતાની પ્રિયા સાંભરી આવતી, તેથી તેના હૃદયમાં અત્યંત વેદના થતી. મૂર્તિઓ ઘડવા બેસે, પણ રાજકુમારીના સ્મરણમાત્રથી આંખો સજળ બનતી, અને હથીઆરો નીચે પડી જતાં.

મહારાજા પણ રાજકાજમાં હવે શિથિલ થવા લાગ્યા. ઉદાસ મુખે એકાંતમાં બેસી રહેતા. કોઇ વખત કીર્તિચંદ્રને બોલાવે પણ આ યુવાન્ શિલ્પી આંસુ શીવાય બીજી કંઈ પણ વાત કરી શકે નહીં.

પ્રધાનને મન આ સ્થિતિ ભયપ્રદ જણાઇ. તેણે ઘણી વીનંતી કરી, પણ તે બધી વ્યર્થ નીવડી. તેમની ઉદાસીનતા મટાડવાને માટે મહારાણીને વીનંતી કરી છતાં તેઓ પણ નીષ્ફળ નીવડયાં.

થોડા દિવસો પછી સાંભળ્યું કે મહારાજા અશોક કલિંગ ઉપર ચઢી આવે છે. પ્રધાન ચમકી ગયો. તેની નજર સમીપ રાજ્યનો વિનાશ જણાયો. મહારાજાને જાગૃત કરવા તેને યુક્તિની જરુર લાગી. તરત તે કીર્તિચંદ્ર પાસે ગયો.

તે વખતે કીર્તિચંદ્ર પુતળા ઉપર કુમાશ લાવવા મથતો હતો. સંધ્યાનું ગુલાબી તેજ વૃક્ષો ઉપર પડી ઝાંખુંઝાંખું બનતું જતું હતું. કીર્તિચંદ્રે નમન કર્યું.

"પધારો મહારાજ!" કહી આસન આપ્યું.

"શી આજ્ઞા?" કીર્તિચંદ્રે કહ્યુ.

પ્રધાનજી તરત હસ્યા. તેમના હસવામાં મર્મ હતો.

"પ્રાર્થના કરવા."

કીર્તિચંદ્ર નરમ બની ગયો. તેણે આવા ઉત્તરની આશા રાખી ન હતી.

"મહારાજ! આપ કટાક્ષ કરો છો. મારી પાસે પ્રાર્થના શી, વીનંતી શી? મારું જીવન સર્વસ્વ ગયા પછી હું છેક રંક બની ગયો છું."

'પણ તેના સ્મરણથી તમે કર્તવ્ય ચુકયા છો.'

"કેવી રીતે?"

"તમારે લીધેજ મહારાજા અત્યારે શોકમય સ્થિતિમાં છે. રાજ્યમાં અવ્યવસ્થા અને અંધેર ચાલે છે. તમે સહાયક થવાને બદલે વિઘ્નકર્તા નીવડો છો. તેમાં વળી મહારાજા અશોક કલિંગ ઉપર ચઢી આવે છે. શું રાજ્યનો નાશ થતો તમે તમારી નજરે જોઇ શકો છો?" પ્રધાનજીના મુખ ઉપર પ્રસાદ હતો.

"તેમાં હું શો ઉપાય કરી શકું?"

"અત્યારે મહારાજા તમારા હાથમાં છે. તમેજ તેને જાગૃત કરી શકશો."

કીર્તિચંદ્ર પ્રધાનજીની સામે જોઇ રહ્યો. તેનાં વચનોમાં સત્ય જણાયું. આ વખતે તેને પણ યોગી સાંભર્યા. બંનેના વાકયમાં તેને સામ્ય જણાયું.

"હું ઉપાય કરીશ. આપ નિશ્ચિંત રહો. મારા કર્તવ્યની દિશા મને સુઝી છે."

પ્રધાનજી પ્રસન્ન મુખે વીદાય થયા.

કીર્તિચંદ્ર તરત નજરદરબારમાં આવ્યો. મહારાજા ઉદાસ મુખે પૂર્વજોની છબીઓને નીહાળી રહ્યા હતા. કીર્તિચંદ્ર હાથ જોડીને તેમની સામે ઉભો રહ્યો. મહારાજાએ વિનયથી તેને બેસાડયો.

"ઘણે દિવસે તમે આવ્યા."

"હા મહારાજ! કોઇ દિવસ નહીં, અને આજે યાચના કરવા આવ્યો છું."

"જરૂર જણાવો."

"રાજકુમારીની પ્રતિમા ઘડવા મેં વિચાર કર્યો છે. જ્યારે તૈયાર થાય ત્યારે આપ દર્શન કરવા આવી શકશો? મારી અને આપની જીવન આશા દૃષ્ટિ સમીપ નિરંતર રહે એ લાગણીએ મને પ્રેર્યો છે."

કલિંગરાજની આનંદની ઊર્મિએ ઉછળી આવી. પ્રતિમા સત્વર પુરી થાય તેવી તેમણે આજ્ઞા કરી.

હવે શિલ્પીમાં અજબ ઉત્સાહ આવ્યો. પ્રિયાને મળવા જેટલો તેનામાં તનમનાટ હતો. થોડા વખતમાં તેણે બે પ્રતિમા તૈયાર કરી.

પ્રતિમા જોવા માટે આખા પુરવાસીને આમંત્રણ આપેલું. નગરજનોનાં પુર ઉલટયાં. પ્રતિમા ઉપર વસ્ત્રાચ્છાદન હતું. દર્શન માટે સર્વની આંખો આતુર બની હતી. શિલ્પી ઓટલા ઉપર બેઠો બેઠો સ્મિત હાસ્ય હસી રહ્યો હતો.

થોડી વારે અંગરક્ષકોના અવાજ સંભળાયા. મહારાજા પગપાળા આવતા હતા. આવતાંજ કીર્તિચંદ્રને ભેટી પડયા. વસ્ત્ર ઉપાડવાનો તેમણે હુકમ આપ્યો.

આચ્છાદન ઉપડતાંજ મહારાજા પ્રતિમા પાસે દોડી ગયા. શિલ્પીના મુખ ઉપર આજે અનેક ભાવો તરતા હતા. આંખોમાં આંસુ હતાં, મોઢા ઉપર હાસ્ય હતું. મહારાજા પ્રતિમાના ચરણને બાઝી પડી આંસુની નદી વહાવવા લાગ્યા.

"બહેન! મૃણાલિની! ઘણે દિવસે દર્શન દીધાં. કીર્તિચંદ્રે તને ઘુંત કરી અને તેણેજ મારો મેલાપ કરાવ્યો."

કીર્તિચંદ્રે હાથ પકડી ઉભા કર્યા.

"મહારાજ! પ્રતિમાનું બરાબર નિરીક્ષણ કરો."

મહારાજા સામે જુએ છે તો પોતાની પ્રતિમા મૃણાલિનીની પ્રતિમા સામે દીન વદને ઉભેલી જોઇ. રાજકુમારીની પ્રતિમા તરફ ફરી દૃષ્ટિ ફેંકતાં તેના હાથમાં આદેશ લખેલો જણાયો—

'પિતાજી! ઉદાસી શા માટે?
ઉઠો, સત્વર ઉઠો. જન્મભૂમિ તમારા
વિના રડે છે કર્તવ્યશૂન્ય ન બનો."

વાંચી મહારાજા સડક બની ગયા.

પ્રધાનજી તરત આગળ આવ્યા.

"મહારાજ! પ્રભુનો ઉપકાર માનો કે આપને કીર્તિચંદ્રે સફાળા જાગૃત કર્યા. બહેનના સંદેશામાં ઘણું રહસ્ય છે. આપની ઉદાસીનતાથી દેશ નિસ્તેજ બનતો જાય છે. મહારાજ અશોક ચઢી આવે છે. આપ હવે આયુધો સજી તત્પર થાવ."

મહારાજાને મન આ બધી સૃષ્ટિ નવીન જણાઇ. રાજકુમારીની પ્રતિમાનો આદેશ, પરિસ્થિતિનો ફેરફાર વગેરે જોઇ તેમનાં રોમાંચ ખડાં થયાં. પ્રધાનજીને યુદ્ધની તૈયારીનો હુકમ આપ્યો.

કીર્તિચંદ્ર પોતાનું કર્તવ્ય પૂર્ણ થયું સમજી યોગી પાસે જવા માટે વનમાં ચાલી નીકળ્યો.

## મોહન-માયા



[અનુસંધાન પૃષ્ઠ ૨૫૪ થી]

**મધુરી**

[કરડાકીમાં] તેમાં તમે એને દોષ કેમ આપો? તમારી કૃતિમાં અનેક સ્થળે આવી અદેખાઈ એટલી અચ્છી તરેહ આલેખી છે કે તમારાથી ન સમજાય એવું હોયજ નહીં!

**મોહન**

એમ થાય તોપણ તેનો કેં આદર કરાય? મારા એક ગ્રંથમાં તમને-કદાચ એ હજુ અગમ્ય હશે કારણ કે તે અપ્રદર્શિત છે-મેં આવીજ અદેખાઈનું ચિત્ર ખડું કર્યું છે. તાદ્દશ્ય, આબેહુબ, ભલભલા ટીકાકારો ગોથું ખાઈ જાય એવું.

**મધુરી**

કલ્પિત કે સત્ય?

**મોહન**

[ધૃષ્ટ] સત્ય. અક્ષર માત્ર સત્ય. અને તે સહેલુંજ હતું. નીમાજપુરના નવાબની દીકરી મારી પાછળ ગાંડી થઇ હતી. મેં તેની તરફ ધ્યાન ન આપ્યું. તેને શોક સાલવા લાગી. અને તેથી મને પોતાનેજ એવા પત્રો લખ્યા હતા કે જેમાં અદેખી સ્ત્રીનું હૃદય સર્વસ્વ નસેનસ, રગેરગ આરપાર તરી આવે, દેખાઈ રહે. એ નાટક જાહેર થશે ત્યારે કોણ જાણે કેટલા લાખ રુપીઆ મને...

**મધુરી**

[નિરાશાનો અપાર-અસહ્ય ક્રોધ] માફ કરો, પ્રભુ નામે મુગા રહો...

**મોહન**

પણ, મીસીસ નરોત્તમ—[પણ વાક્ય પુરું થાય તે પહેલાં વળી પુષ્પા આવી, એટલે સત્વર વેષ બદલ્યો.]

**પુષ્પા**

[મોહનને] આપના આગમનની શહેરમાં જાણ થઈ લાગે છે. આપનો જુનો મોદી આવ્યો છે.

**મોહન**

મોદી?

**પુષ્પા**

હાજી. કહે છે કે આપ પાસે સોએક રુપીઆ લેણા છે......

**મધુરી**

નિરર્થક બહેન! કવિરાજ કોઇને આપવામાં માનતાજ નથી. આપણે અસહકારી બની કર ભરવાની ના કહીશું ત્યારે વાત! પણ ડૉ. ટાગોર તો કરજ ન આપવાનો મુળ સિદ્ધાંત લઈ બેઠા છે.

**મોહન**

[મશ્કરીમાં ઉડાવે છે.] વાહ, વાહ! એ પણ ઠીક બનાવટ માંડી. [પુષ્પાને નોટ કાઢી• આપે છે.] લો, આપો એને સો રુપીઆની નોટ. બાકી કેં વધે તો કહેજો કે વ્યાજ પેટે રાખી મુકે.

**પુષ્પા**

[આ નાટકની કશી સમજ નથી પડતી] વારુ મહાશય. [નોટ લઇ જવા માંડે છે. દરવાજેથી મધુરીને સંદેશો કહે છે.] મધુ-બહેન! ફોઇબા તમને હમણાંજ શોધતાં હતાં. [જાય છે]

**મધુરી**

આ આવી.

**મોહન**

[પુષ્પા અદ્રશ્ય થયા પછી. વળી મધુને સતાવવા સજ્જ થાય છે.] આ પળે મીસીસ નરોત્તમ! તમે મને મુંગા રહેવાનુ ફરમાન કર્યું તેનું કારણ સમજાવશો?

મધુરી

[ કઠોર કટાક્ષ ] આપ ન સમજ્યા ?

મોહન

ના જી.

નરોત્તમ વળી આવે છે.

મધુરી

હું દીલગીર છું કે તમે સમજી પણ નહીં શકો.

નરોત્તમ

હું માત્ર આ પત્ર પાછું મુકવા આવ્યો છું.

પણ એટલામાં તો મધુરી ત્રણ દિવસની ભુખી વાઘણ શીકાર પર કુદે તેમ નરોત્તમ પર કુદી પડે છે. એને હમળકાના આવેશમાં ભુજપાશમાં પકડી કચડી નાખે છે.

મધુરી

[હર્ષનાં આંસુ રોકયાં નથી રહેતાં] ઓ વહાલા–મારા પ્રિયતમ! પ્રેમાંધ નરોત્તમ! [ ઊર્મિ ખતમ થાય તે પહેલાં તો તેને મુકી દોડતી નાસી જાય છે. ]

નરોત્તમ

[ વિસ્મય ચકિત. મોહન સામે ટગર ટગર જુવે છે. ] આ શું છે ?

મોહન

[ હસે છે. ] ગમે તે, પણ તું રાજી !

નરોત્તમ

[ હર્ષાવેશમાં તેને ભેટે છે. ] યાર! હું તો સ્વર્ગ સુખ જોઉં છું.

પત્ર પટકી મધુરી પાછળ એ પણ ગાંડા જેવા દોડતો જાય છે.

મોહન

[ એકલો, નિઃશ્વાસ નાખે છે.] ઓ ખુદા ! કેવી નીચ યુક્તિ !

[ પુષ્પા પચાસ રુપીઆની નોટ લઇ પાછી આવે છે. ]

પુષ્પા

આ લો કવિરાજ! મોદીએ પચાસ રુપીઆ પાછા આપ્યા. એને એના હક ઉપરાંત નથી લેવું.

મોહન

[ ખુશ થતો લે છે.] જોયું કે, પુષ્પા બહેન! મીસીસ નરોત્તમ ચાહે તે કહે, પણ હજુએ જગતમાં ઘણાએ એવા લોક છે કે જેને મન પૈસો તે પરમેશ્વર નથી. [ નાટકી ગુસ્સો ] મારા પર તમારી બહેને કેવો આરોપ મુકયો !

પુષ્પા

એ તો માત્ર ગેરસમજુતી કવિરાજ! આપે તે મનમાં આણવી નહીં. કારણ એ બહાને આપને અપૂર્વ ભાષણ કરવાની કેવી તક મળી ! વિચારોને આવું અનન્ય રૂપ આપવું તે કે સર્વ સામાન્ય માનુષી શકિત હોય! એ તો દેવાંશી નરનેજ સંભવે. મારામાં તો રતિભાર પણ વાગ્દેવીની પ્રસન્નતા નથી. અને તેથીજ આપનું વચનામૃત પાન કરતાં મને થએલો અત્યાનંદ હું બતાવી શકતીજ નથી. એટલુંજ કહીશ કે ઘડી પરની આપના પરની મારી રીસ હવે બીલકુલ નથી રહી.

મોહન

તમે ત્યારે ખરેજ ગુસ્સે થયાં હતાં ?

પુષ્પા

સહેજ. પણ તે હવે વીતી ગયું. અને તમારા પાસે હમણાંજ મારે એક જુના ગાઢ મિત્રની મેવા માગવાનો લોભ થાય છે તે કહું ?

મોહન

[ એના આનંદનો પાર નથી] મારા પાસે એક જુના મિત્રની સેવાયાચના ! કહો

પુષ્પા બહેન! નિર્વિલંબે, નિઃશંક કહો.

[બંને જણ એક કોચ પર બીરાજે છે.]

પુષ્પા

[કહેતાં તો કહ્યું પણ હવે મુંઝાય છે.] એ...તો...એ...તો એમ વાત છે કે-જુઓને, કવિરાજ! વાત બહુજ દુષ્કર, નાજુક છે. કાલથી એનો વિચાર કરું છું. પણ શબ્દોમાં મુકી શકતી નથી. પણ મારા બનેવીએ હમણાંજ ગુસ્સો કર્યો તેથી હીંમત કંઈક આવવા મંડી છે. વળી મને જાણે શાથી આપનામાં પૂર્ણ શ્રદ્ધા થઇ ગઇ છે. એટલે—એટલે-હું જોખમ ખેડું છું.

મોહન

તમને તે માટે કદિ પશ્ચાત્તાપ નહીં કરવો પડે.

પુષ્પા

[હીંમત ધરી] આપે જોયું તો હશેજ, કવિરાજ! કે નરોત્તમભાઇ મધુ બહેનને-એ-અતિશય ચહાય છે. અને બહેન! જો જરા તે પ્રતિ બેધ્યાન રહે તો એમને કેવી વ્યથા થાય છે!

મોહન

હા, મેં પણ એવું કંઈ જોયું છે ખરું.

પુષ્પા

હું તો તેથી બહુજ ખિન્ન દુઃખી બનું છું. કવિરાજ! આપ કંઈ મધુ બહેનને સમજાવો તો?

મોહન

હું કેમ સમજાવું?

પુષ્પા

(ડાહી ડમરી) જુઓને, કવિરાજ! આપને મળ્યા અગાઉ પણ એને આપની ઝંખના હતી; અને આપને મળ્યા પછી તો અવશ્ય તેનો ભાવ આપના તરફ વધશેજ. માટેજ હું ધૃષ્ટ બની આપની પાસે યાચવા ઉભી છું; કંઈપણ કરીને મારી બહેનને શુદ્ધિમાં લાવો. બીચારા નરોત્તમભાઇની ધીરજનો અંત આવવા લાગ્યો છે.

મોહન

[અતિ આર્ત સ્વરે] તમે એમ કહો છો કે હું અહીંથી જતો રહું!

પુષ્પા

[હૃદય ભાવના અનિરૂદ્ધ આવેશમાં] ના ના! [સ્ત્રીજન સહજ મર્યાદા સાંભરે છે.] કારણ એમ કરવાથી કંઈ બહેન સુધરવાની છે? એમાં વસ્તુ સ્થિતિ લેશ પણ બદલાશે નહીં અને...નરોત્તમ ભાઇ.

મોહન

[ડાહો ડમરો.] જુઓ! સાંભળો! હું એક યુક્તિ બતાવું.

પુષ્પા

[હર્ષ ઘેલી] વાહ! એટલી વારમાં આપને યુક્તિ મળી પણ કે?

મોહન

[કંઈક અચકાય છે.] હા...અથવા તો હું એમ માનું છું. એ આખરનો છે-પણ અમોઘ પ્રયોગ સમજવો.

પુષ્પા

તે શું?

મોહન

તે એ કે...કે...જુઓને, પુષ્પા બેન! એ શબ્દોમાં કહેવું સહેલ નથી.

પુષ્પા

ઓ! ત્યારે?

મોહન

ત્યારે હું પણ તમારું અનુકરણ કરી જોખમ ખેડું છું, કારણ મને પણ તમારામાં અપ્રતીમ ભરોસો છે.

પુષ્પા

વારુ...

મોહન

[શંકાશીલ] હું ગમે તેવી યુક્તિ બતાવું... પણ...તમે ગુસ્સે તો નહીં થાઓને!

પુષ્પા

ના, નહીં થાઉં. પણ આગળ ચલાવોની!

મોહન

વાત એટલી હદ સુધી વધી ગઇ છે કે આપણાથી અર્ધ માર્ગ અટકી શકાય તેમ નથી. જો હું મીસીસ નરોત્તમને ખાતરી કરાવી દઉં કે મને એના પરત્વે બીલકુલ—સદંતર—એપરવાઇ છે તો પછી એનો મોક્ષ થઇ જાય.

પુષ્પા

આપ એમ માનો છો?

મોહન

સંપૂર્ણ શ્રદ્ધાથી.

પુષ્પા

એ ખાતરી કેમ કરાવી શકશો?

મોહન

એમાં—એ—એ તમારા પર આધાર છે.

પુષ્પા

[ચમકી] મારા પર?

મોહન

[ધૃષ્ટ] કેવળ તમારા પર.

પુષ્પા

સમજાતું નથી કે શાથી?

મોહન

તમને તમારાં બેન બનેવી પર બહુજ વહાલ છે, નહીં કે?

પુષ્પા

હાજી મને એમના ઉપર સારું હેત છે.

મોહન

સારું હેત—એટલે કદાચ જોઇએ તેટલું નહીં........

પુષ્પા

પણ સ્પષ્ટ કહોને, કવિરાજ! આમ ચકડોળે શાને ચઢાવી રહ્યા છો.

મોહન

[વળી અચકાય છે.] તમારી બહેન પરતું તમારું વહાલ આત્મભોગ આપવા જેટલી હદનું છે કે?

પુષ્પા

આત્મભોગ? કેવી રીતે?

મોહન

[તદ્દન ગંભીર] મારી ધર્મપત્ની બનીને!

પુષ્પા

[આ વીજળીનો આંચકો અચીંતો લાગ્યો એટલે એકદમ ઉભી થઇ જાય છે] કવિરાજ!

મોહન

[આનું ઉગ્ર સ્વરૂપ જોઇ એ પણ બી ગયો છે.] યાદ કરો મીસ પુષ્પા! કે તમે ગુસ્સે ન થવાનું વચન આપી ચુક્યાં છો.

પુષ્પા

[ઉતાવળી ઉતાવળી બોલે છે.] મને ગુસ્સો નથી લાગ્યો. પણ આ સુચના એટલી બધી અણધારી આવી પડે છે કે......

મોહન

[તદ્દન ગંભીરપણે—સ્પષ્ટ સ્વરે વાત કરે છે. એના મોં પર જાણે જીવન—મરણનો પ્રશ્ન નક્કી કરતો હોય એવો દેખાવ છે] મને પણ તે તેટલીજ અણધારી છે. ગઇ કાલે—ઘડી અગાઉ—કોઇએ મને કહ્યું હોત કે તમારી સાથે આ પળે આ જાતની વાત કરતો હોઇશ, તો તમે શું એમ ધારો છો કે હું પોતે વિસ્મયચકિત નહીં થયો હોત: પણ

મુળ મુદ્દો આપણા હિતનો નથી.

પુષ્પા

એટલે ?

મોહન

[ જરા વેષધારીનો ડોળ કરે છે ] મુળ મુદ્દો તમારાં બહેનબનેવીના સુખનો છે; જો એને માટે અત્તર પળે કે યુક્તિ નહીં શોધાય તો તેઓ જન્મપર્યંત દુઃખી થવાનાં.

પુષ્પા

હા, હા, પણ..........

મોહન

[ નાટકી અવાજ ચાલુ છે. ] બીચારા નરોત્તમ શેઠ ! એની સ્ત્રીને એ કેવો-કેટલો બધો ચાહે છે ! જો એની મનોવ્યથાનો વેળાસર ઉપાય નહીં યોજીએ, તો એ કૈં ન કરવાનું કરી બેસશે ! તમારે એને મરવા દેવો છે ? બચાવવાનો નથી ?

પુષ્પા

મરવા દેવો છે ?

મોહન

હા, હું મારી માનસિક નજરે જોઇ ચુક્યો છું કે એ નિરાશાનો માર્યો આપઘાતની અણી પર છે.

પુષ્પા

પણ તમારી સુચના માન્ય કરીએ તોપણ......

મોહન

મારી સુચના માન્ય કરી તમે જાહેર મારાં પત્ની બનો તો તમારી બેહનને મારા પર કોઇ જાતનો વાંધાભર્યો ભાવ રહે કે ? બનેવી તે ભાઇ કરતાં વધારે વર્જ્ય; કારણ ભાઇ સાથે તો આવો સંભવ સંભવેજ નહીં; પણ બનેવી સાથે સંભવે, છતાં તે ઉખસનો પક્ષપાત બેન પર પડે; એટલે કોઇ પણ સ્ત્રીના અહંભાવને કેટલો આઘાત થાય ! પોતાથી કદાચ સંજોગવશાત્ ન પરણાય-પણ પોતાનીજ બહેનને પ્રણયીજન પરણવા આવે તો પછી-તો પછી .....

પુષ્પા

[ હવે બરાબર ચેતી ગઇ છે, એટલે સમજી વાત કરે છે.] તથાસ્તુ ! તોપણ હું ભલે આત્મભોગ આપું-પણ તેથી આપને આપવાનું શું પ્રયોજન ?

મોહન

[ આત્મભોગીના મહા ડોળથી] અરે, મારી અહીં ગણત્રીજ નથી.

પુષ્પા

આપ કવિવર ડો. ટાગોર-મને અંગીકાર કરો એટલે......

મોહન

[ તેને પુરું બોલવા પણ નથી દેતો ] પણ એ વિચારજ અહીં કરવાનો નથી ! આપણા પરમાર્થી ઉદ્દેશની માત્ર કથા છે.

પુષ્પા

પણ આપને આટલો બધો ભોગ દેવાની શી જરૂર ?

મોહન

કેમ નહીં ? મારેજ નિમિત્તે—જો કે અનિચ્છતાં-આ સ્થિતિ ઉદ્દભવી છે ના ? એનું સમાધાન કરવાનો મારો ધર્મ નથી શું !

પુષ્પા

[ સ્ત્રી બુદ્ધિ તીવ્ર છે. એને એમ છટકવા દેનાર નથી.] આ જાતની પરમાર્થ બુદ્ધિ ખરેખર આપ જેવા મહા પુરૂષોજ બતાવી શકે. પણ મારાથી એનો લાભ કેમ લેવાય ? આપના આવા ઉત્કૃષ્ટ આત્મભોગથી હું તો

ઋણી કર્યાં છે એ વાત હું સ્વીકારું છું. પરંતુ એજ સંપ્રદાયના એક સાધુને મઠનો ત્યાગ કરી સંસારમાં આવેલા મેં જોયા છે. એમણે કેટલાએક સાધુઓની રેહેણી કરણીની અસંત ચીતરી ચઢે એવી, કુદરત વિરુદ્ધની કુટેવો વીશે મને કહેલું છે અને "એ જીવતું નરક છોડી હું દોડી આવ્યો" એમ એ કહેતા.

અમુક સાધુઓનાં વર્તન પરથી અથવા અનુયાયીઓની નબળાઇઓ પરથી કોઇ સંપ્રદાયની ઉત્તમતા હું ઉતારી પાડવા નથી માગતો; પરંતુ ભોગવિલાસની વ્યાજબી લાલસોઓને પણ છેદી નાખવાનું શું પરિણામ આવે છે તે ઉપર તો, ઉપરની બીના પરથી હું ધ્યાન અવશ્ય ખેંચવા માગું છું. સામાન્ય નિયમ તરીકે એ નહીં ચાલી શકે. કોઇક વિરલ અપવાદમાં ઉગ્ર સંન્યાસ ધર્મ્ય હોય.

# ગૈતમબુદ્ધ

—:०:—

[ અનુસંધાન પૃષ્ઠ ૨૩૧ થી]

બુદ્ધનું બીજું શાસન હાલના સમયને માટે ખાસ કરી જરુરતું છે. નિર્વાણ, પૂર્ણતા કોઇ લખાવી લાવેલું હોતું નથી. માણસ સર્વે સમાન છે. અસમાનતા એજ અધર્મનું પહેલું પગથીયું છે. કોઇ પણ ન્યાત, કોઇ પણ કોમ પોતાને અભિમાનથી ઉંચી માની, પોતાને માટે કેટલાક હક્કો નિર્માણ કરેલા છે એવા જો વિચાર લાવે તો તે મુર્ખાઇની પરિસીમા છે. દરેક માણુસને જન્મથીજ સર્વ હક્ક મળે છે; જન્મ્યો એટલેજ તે વ્યકિત તરીકે દરેક બીજી વ્યકિતઓની માફક મન ફાવતા રસ્તા લેવાને સ્વતંત્ર છે. ફેરફાર ફકત દરેકની વૃત્તિઓ, બુદ્ધિ, આચરણ અને મહેનતથીજ થાય છે. જે ધર્મ એમ કહે કે કેટલીક જાતનાં સુખ કેટલાક ભાગ્યશાળી ભૂદેવોને માટેજ છે, જન્મથીજ કેટલાક શ્રેષ્ઠ અને કેટલા નીચ હોય છે; જે ધર્મ ખોટા ભેદમાં આવી હલકી મગરુબી શીખવે છે તે ધર્મ નથી પણ અનાચાર અને અન્યાય છે. માણસ જાતિનું સરખાપણું એજ ઉન્નત ધર્મનો પહેલો કાનુન છે; અને હીંદુઓના પવિત્ર ઋષિ મુનિઓએ અનેક વખત એ નિયમ શીખવ્યો છે-પ્રવર્તાવ્યો છે. પણ હાલના સમયની માફક તે વખતના દાંભિક બ્રાહ્મણોએ રચેલા અન્યાયી જ્ઞાતિ ભેદોની સામે બુદ્ધે પોતાની લઢત ચલાવી અને તેમાં પૂર્ણ રીતે ફતેહમંદ થયો. એનો મુખ્ય શિષ્ય ઉપાલી હજામ હતો; આજે તેનાં પ્રવચનો વાંચો તો તમારા મોટા શાસ્ત્રીઓને શરમાવે એવું તેમાં જ્ઞાન ભર્યું છે. આ જોતાં કોણ કહી શકશે કે આ નમાલા ભેદો આપણામાં છે કે જેથી એક એકની સાથે આપણે બેસી શકતા નથી, ખાઇ શકતા નથી તેમાં કંઈપણ અર્થ હોઇ શકે ?

આ વખત બુદ્ધાવતારનો છે; બુદ્ધના પ્રચલિત કરેલા નિયમોનું હાલ પ્રાધાન્ય છે. એવા સમયમાં જેઓએ આ પવિત્ર નિયમોનું ઉલ્લંઘન કર્યું છે તેઓની કેવી અધમ સ્થિતી થઇ છે તે સૌ કોઇ જાણે છે. આપણે આજે ધાર્મિક કર્મકાણ્ડને આમળ કરી ખરાં તત્ત્વો ભુલી ગયા છીએ. સંધ્યા કરી સંધ્યાના ખરા અર્થને રજા આપી દઇએ છીએ. ગીતા બડબડી જઇ કર્મયોગનો છાંટો પણ આપણા આચરણમાં રાખતા નથી; ફક્ત અંધશ્રદ્ધા-નકામા ધર્મ ઢોંગ—ખરા હીંદુધર્મનો વિપર્યય—અનર્થ અને અસત્યની પૂજા રાખી રહ્યા. સમાનતાને બદલે ભેદ ન્યાતમાં ન્યાત, તેમાં વળી દસાને વીસા અને વીસામાં દેશાઇ પટેલનો દમામ વળી ઓર ન્યારો ! ગમે તેવા કાળાં કર્મ કરનાર બ્રાહ્મણ યોનિમાં જન્મી ઉંચો ગણાય-ગરીબ બાપડો અસંજ મંસ્કારવાળો હોય તોપણ ખાસડે મરાય ! જે દેશોમાં સમાનતા છે ત્યાં સુખ છે. આપણે અહીં અસમાનતાને લીધે દરેક જાતનું દુઃખ છે. સમાનતામાં માનનારાઓ જ્ઞાનમાં મહાલે; જ્ઞાનીઓના વારસો અસમાનતા આચરી ધાર્મિક અંધકારમાં સડે. આપણા બુદ્ધે શીખવેલા નિયમ પાળી અન્ય દેશની પ્રજા સુધારાના શિખર પર છે, ત્યારે આપણે તે બુદ્ધના કૃતઘ્ની દેશીઓ ગુલામ કરતાં ભુંડી અવનતિના કીચડમાં સડે છે. એ મહાત્માના, નિયમો તોડનારાઓને એથી યોગ્ય શિક્ષા કઇ મળે ?

ઋણી કર્યાં છે એ વાત હું સ્વીકારું છું. પરંતુ એજ સંપ્રદાયના એક સાધુને મઠનો ત્યાગ કરી સંસારમાં આવેલા મેં જોયા છે. એમણે કેટલાએક સાધુઓની રેહેણી કરણીની અસંત ચીતરી ચઢે એવી, કુદરત વિરુદ્ધની કુટેવો વીશે મને કહેલું છે અને "એ જીવતું નરક છોડી હું દોડી આવ્યો" એમ એ કહેતા.

અમુક સાધુઓનાં વર્તન પરથી અથવા અનુયાયીઓની નબળાઇઓ પરથી કોઇ સંપ્રદાયની ઉત્તમતા હું ઉતારી પાડવા નથી માગતો; પરંતુ ભોગવિલાસની વ્યાજબી લાલસોઓને પણ છેદી નાખવાનું શું પરિણામ આવે છે તે ઉપર તો, ઉપરની બીના પરથી હું ધ્યાન અવશ્ય ખેંચવા માગું છું. સામાન્ય નિયમ તરીકે એ નહીં ચાલી શકે. કોઇક વિરલ અપવાદમાં ઉગ્ર સંન્યાસ ધર્મ્ય હોય.

## કવિપંચક

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૨૩૪ થી]

પે. ટીઃ

હજુ હમણાંજ ભાદ્રપદી શુક્લ પ્રથમાને દિને જુનાગઢને જન્મકાંઠલેરેથી છપડી, વડોદરાને વડલે એકાદ રાતલડી રોકાઈ, મુંબઈની મોસદ્ધારિકાં (મોહ દ્વારિકાં?) પ્રતિ પગલાં માંડયાં હતાં તે પ્રસંગે વીરને પારણે અને સંતકુંજની વચ્ચેજ મને આ પાદપૂર્તિ શી પંક્તિની સ્ફુરણા સ્ફુરી હતી.

**અંતિમ ટીપ્પણ:**

આ કૃતિ માટે મુખ્યત્વે નીચેની કૃતિઓ-ની મદદ લેવાઇ છે, જે સર્વ કર્તાઓનો આભાર માનવાની તક હું સાધી લઉં છું.

| | કૃતિ | કર્તા. |
|---|---|---|
| ૧ | થુવર | નરકેસરીરાવ શંભુનાથ |
| ૨ | હૃદય વીણા | નરસિંહરાવ ભોળાનાથ |
| ૩ | કુસુમ માળા | ,, |
| ૪ | ઇંદુ કુમાર અંક ૧ લો લગ્ન | ન્હાનાલાલ દલપતરામ કવિ |
| ૫ | ગુજરાતનો તપસ્વી | ,, |
| ૬ | પ્રભાતનો તપસ્વી | કવિ મોટાલાલ |
| ૭ | વિલાસિકા | અરદેશર ફરામજી ખબરદાર |
| ૮ | પ્રકાશિકા | ,, |
| ૯. | સાતમી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખનું ભાષણ | ,, |
| ૧૦ | ભણકાર | બલવંતરાય કલ્યાણરાય ઠાકોર |
| ૧૧ | 'Poets' Wings: Part II. Cloth Cover. | Compilled and Edited By Mr. Anon. |
| ૧૨ | લલિતનાં કાવ્યો ( કર્તાની છબી સાથે ) | લલિત |
| ૧૩ | વડોદરાને વડલે | ?* |

* આ પુસ્તકનાં શરૂઆતનાં પાંદડાં ફાટી ગએલાં છે એટલે કર્તાનું નામ જાણી શકાયું નથી; કેટલાક સ્નેહીને પુચ્છ્યું તો આ નામનું કોઇ પુસ્તક છે કે કેમ એ વીશેજ શંકા રજુ કરી! તોપણ શૈલી જોતાં નીચેના કવિ પંચકડામાંથીજ એકાદ હ  ે ઃ

૧ જન્મશંકર મહાશંકર બુચ.
૨ જન્મ–લલિત.
૩ જન્મશંકર–લલિત.
૪ તારાંકિત લલિત.
૫ લલિત.

## ગંભીર અકસ્માત્

[અનુસંધાન પૃષ્ઠ ૨૪૧ થી]

"સીપાઇ, ઉસકા ઓવરકોટ ખેંચલો; એ ચીનકા શાહુકાર હૈ ઔર ચોરીકા માલ છુપાતા હૈ." આ કરડાકી ભરેલો હુકમ થતાંજ મારો ઓવરકોટ ખેંચાઇ ગયો. અને અરે ભગવાન્! એક ચડ્ડી અને વાસ્કોટ સાથે હું સબ-ઇન્સ્પેક્ટર સમક્ષ રજુ થયો.

સબ-ઇન્સ્પેક્ટર મારો દેખાવ જોઇ વિસ્મય પામ્યો. મને પણ લાગ્યું કે ફજેતી થવાની હતી તે થઇ ચુકી હવે સત્ય જણાવી દેવામાંજ વધુ ફજેતી થતી અટકે એમ હતું. મેં ડહાપણ વાપરી સત્ય હકીકત અથથી ઇતિ સુધી કહી સંભળાવી. સબ ઇન્સ્પેકટર મારી દયા ખાવા લાગ્યો અને નથી જે બનવા પામ્યું તે વીશે પોતાની દીલગીરી દર્શાવવા માંડી.

તેની આવી સ્તુત્ય સહાનુભૂતિ જોઇ મેં તેની પાસે બે ચાર ટાંકણીની બક્ષીસ માગી. વિના સંકોચે તેણે ટાંકણી ભરેલો "પીન-કુશન" મારી આગળ ધર્યો. તેમાંથી બે ચાર ટાંકણીઓ કાઢી, મારી પાટલુનને સુવ્યવસ્થિત કર્યા પછી પાછી પરિધાન કરી. ત્યાર બાદ સબ ઇન્સ્પેકટરનો તેની સહાનુભૂતિ માટે આભાર માની બીજી લોકલમાં હું ઘર તરફ રવાના થયો.

મારો તો આટલેથી છુટકારો થયો, પરંતુ મારા આરોપી અસીલનું બીચારાનું શું થયું હશે.?



# 'પીકચર્સ લીમીટેડ'ની યોજના



(અનુસંધાન પૃષ્ઠ ૨૪૪ થી)

"નદી, પહાડ, જંગલ, ઝાડી વગેરેના દેખાવ માટે આપણે અનેક-ફોટોગ્રાફ રાખીશું અને તે ઉપરથી બ્લોકના કકડા તૈઆર રાખીશું. ઑર્ડર મુજબ તે ગોઠવી બ્લોક તૈઆર કરીશું. નાટકના પડદાના કકડા ગોઠવાઇને જેમ અનેકવિધના દેખાવ તૈઆર કરવામાં આવે છે તેમ આ બધા દેખાવ જોતજોતામાં તૈઆર કરી શકાશે.

"આકાશના દેખાવ માટે તેમજ—પાણીના દેખાવ સારુ પણ એવીજ ગોઠવણ રાખીશું. તેનાએ કકડા તૈઆર રાખવા પડશે.

"મહાપુરુષોનાં ચિત્રોનો અને ફોટાઓનો તથા હાફટોન બ્લોકનો—આપણે ગંજાવર સ્ટૉક રાખીશું એટલે સ્ટીરીઓ જેમ સસ્તા પડે છે તેમ આ બ્લોક પણ આપણે સસ્તામાં સસ્તા આપી શકીશું. સ્ટીરીઓનું તો પુછવુંજ શું? સીસાને ભાવે એ મુકી દઇશું.

"એકંદરે આપણે એવી સુગમતા કરી આપીશું કે કોઇ પણ પુસ્તક, કોઇ પણ ચોપાનીયું, કોઇ પણ હસ્તપત્ર, કોઇ પણ દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક કે ત્રૈમાસિક આપણા ચિત્રો વગરનું નહીં રહેવા પામે.

અને પંડિતજીનામાં મને અચળ શ્રદ્ધા છે. તેઓ જો ધારે તો આ બધુંએ કરી શકે એમ છે પણ—હવે વળી બીજે પ્રસંગે એ વાત કરીશું.

આ બધી વાતચીત કર્યાં પછી અમે અમારી કંપનીને લગતુ હસ્તપત્ર તૈઆર કરવામાં ગુંથાયા. વાંચનારે—છાપાંઓમાં અમારું એ હસ્તપત્ર વહેંચાય ત્યારે જાવી લેવું અને તેનો બહોળો ફેલાવો કરવો.

અમારી એ કંપનીનું નામ અમે 'પીકચર્સ લીમીટેડ' રાખવાના છીએ. એ ધ્યાનમાં રાખવું.



## સ્વપ્નદ્રષ્ટા



[અનુસંધાન પૃષ્ઠ ૨૭૨ થી]

કલેકટર કરવાની ઉમેદ હતી; અને અઢાર વર્ષે તે બી. એ. થાય તેથી નીચલાં ધોરણો કુદાવવાની યોજના તેમણે ઘડી હતી. મુગે મોઢે ભણતો ને સ્વપ્નાં સેવતો સુદર્શન અંગ્રેજી પાંચમાં ધોરણમાં ગયો. શાંત ને સીધા છોકરાના જીવનમાં કંઈ ખાસ બન્યું નહીં.

પાંચમા ધોરણમાં તેને ઔરંગઝેબના મૃત્યુ સુધી હીંદનો ઇતિહાસ અને એલીઝાબેથ સુધી અંગ્રેજી ઇતિહાસ ભણવાનો આવ્યો. અંને વિષયથી તેની સ્વપ્નસૃષ્ટિની મર્યાદા વધી ગઇ.

એને જે 'હીંદનો ઇતિહાસ' શીખવવામાં આવતો હતો તે અધકચરો, નિર્જીવ, ઉત્સાહ વિનાનો પાદરીકૃત ઇતિહાસ હતો; અને છતાં સુદર્શનને તેમાં રસ પડયો. અને સાથે હંટરકૃત ઇતિહાસનો ગુજરાતી તરજુમો પણ તે વાંચી ગયો. તેણે ફરીફરીથી તે વાંચ્યો. એક મહીના સુધી તેના જીવનને જોમ આપી રહ્યો.

સુદર્શનને ગૌતમબુદ્ધ સાથે ચેન પડયું નહીં. છબીમાં ને ચારિત્ર્યમાં તે ઘણા પૂજ્ય લાગતા. પણ એની અપૂર્વતા ને નિર્વિકારિતા એને હિમવાન્ ગૌરિશંકરની માફક શાંત ને અસ્પર્શ્ય બનાવી મુકતી. તેની સાથે કોઇ જાતનો આનવી સંબંધ તેને શક્ય લાગ્યો નહીં. ઘણી વખત તે દિગ્વિજયનો, નક્ષત્રી પૃથિવીનો, બ્રાહ્મણ સૈન્યનો કે શિવાજીનો વિચાર કરતો ત્યારે તે એકદમ આવી પહોંચતા. તેની અડગ પલાંઠી ભયંકર નિશ્ચલતાના જોરથી તેના ઉત્સાહને દબાવી દેતી. તેની પથ્થરની સ્થિર નિર્જીવ આંખો તેના અંતરને નિશ્ચેતન, ક્રૂર અનુકંપાથી કોરી રહેતી. એ તેને બહુ ગમતા નહીં.

તેને ચંદ્રગુપ્તના બ્રાહ્મણ મંત્રી જોડે તરત ઓળખાણ થઇ ગયું. થોડીક બીજી ચોપડીઓ માંથી પણ તેને પરિચય ગાઢ કરવાનો પ્રસંગ મળ્યો. પરિચય વધતાં તે પ્રિય થઇ પડયા. આ તક્ષશિલાના બ્રાહ્મણમાં ભીષ્મની દૃઢતા હતી ને ઔર્વની ઝનુન હતી. તેનું તેજ ભગવાન્ કૌશિક જેવું દૈવી નહોતું છતાં આંજે એવું હતું. તે નવનંદને ઉખેડવાને સદા ઉત્સુક દેખાતા; અને પ્રતિજ્ઞા કરી જટા છુટીજ રાખતા. ઝપાટાબંધ તે સ્વપ્નમિત્ર થઇ ગયા અને હંમેશા આવવાનું ને વાતો કરવાનું તેણે શરુ કર્યું. સુદર્શનને ઘણી વાર લાગતું કે આ નવા મિત્ર પર જે સદ્ભાવ તેને થતો હતો તેથી એના જુના મિત્રોને જરાક અદેખાઇ આવતી હતી. પણ એક જણ મોડો મિત્ર થાય તેથી તેને જુના મિત્રોથી ઓછો ગણવો એ તેની ન્યાયવૃત્તિને રુચ્યું નહીં.

આ નવા ઓળખાણમાં તેને મહમદ ગીઝની પર ગુસ્સો ચઢયો. તેને ઘણીજ મોટી દાઢી હતી. તેની આંખો બીકરાળ હતી. કોણ જાણે કેમ તેનો એક દાંત બહારજ દેખાતો. તે લુંટવાનો ને મંદિર ભાંગવાનોજ ધંધો કરતો. તેણે તેને નહીં આવવાનો હુકમ કર્યો, હતો છતાં તે આવ્યાજ કરતો; અને કાંતિ કોઇ મહાદેવને તોડવાનો કે કોઇ ભંડાર લુંટવાનો પ્રયત્ન કરતો. તરત તે ગર્જના કરતો, તેનું સૈન્ય આવી પહોંચતું ને ગભરાએલો ગઝનવી પોતાના પર્વતોમાં છુપાઇ જતો. તેને અને આ દુષ્ટ વચ્ચે દારુણ વેર થયું હતું અને જ્યાં હોય ત્યાં આ પાપીનો પરાજય

કરવા તેણે દૃઢ પ્રતિજ્ઞા કરી.

પૃથ્વીરાજ ચોહાણ તેનો મોટો આશ્રિત હતો. પોતે જાણતો હતો કે એકલે હાથે તેનાથી બરાબર લઢાતું નહોતું. તે સંયુક્તાના મોહપાસમાં પડી, શક્તિ અને સમય ગુમાવતો તેથી તેને તિરસ્કાર પેદા થતો. ઘણી વાર તો તે કહેતો કે આમ બૈરીઘેલો થશે તો ફરી મદદ નહીં કરું. પણ તે ચંદ બારોટને ચહાતો. બારોટ હંમેશાં આવી તેને મનાવી જતો અને મહેરબાનીની રાહે તે ચૌહાણની વહારે ધાતો અને ઘોરીનાં દળ પાછાં હઠતાં. કોણ જાણે કેમ ઘોરીનાં લશ્કર રીંછના ટોળા જેવાં તેને લગતાં; અને કોઇ મદારી રીંછની રમત કરવા આવે તો એનું શૌર્ય હાથમાં નહીં રહેતું. તે તરવાર લઇ પૃથ્વીરાજની મદદે જઇ પહોંચતો ને ઘોરીનાં સૈન્યના ટુકડા કરી નાખતો. અને પછી નીરાંતે તે હીંદની વ્યવસ્થા કરવા બેસી જતો. ઉદારતાથી તે પૃથ્વીરાજને ચક્રવર્તિને સિંહાસને બેસાડતો; અને આર્યાવર્તમાં ધાન્ય, ધન ને કીર્તિની રેલછેલ થઇ જતી.

પછીનાં પાનાંઓ તે હીંદના ઇતિહાસમાં ઉમેર નહીં એમ ગણતો અને અકબરથી પાછી તેની સૃષ્ટિની શરુઆત થતી.

અકબરને તેના તરફ ઘણી મમતા હતી. તે લાલ દાઢી વગરના બડેમીયાંકાકા જેવા લાગતા. તે એની માફક મોજમાં ને ભાવથી હસતા. તે સદા વૃદ્ધ હતા ને મખમલની ગાદી પર બેસી હુકકો ગગડાવતા; અને તેને અવારનવાર દેશને જીતી આપવાનું કામ સોંપતા. તેને એક હીંદુ સ્ત્રી હતી. તે હંમેશાં તેને બોલાવતી, પણ તેને જવું ગમતું નહીં. તે પ્રતાપસિંહનો પણ મિત્ર હતો; અને એ બે વચ્ચે વિષ્ટિ લઇ જવામાં તનો ઘણો વખત જતો.

' જો અકબર બડેમીયાંકાકા જેવો નહીં હોત તો તે જરુર પ્રતાપને સહાય કરત. અને ઘણી વખત તેનાથી અજાણ્યો તે મેવાડ જતો. તે ને પ્રતાપ–જુના ગોઠીયા-ઘોડે ચઢી પર્વતોને ખાઇઓમાં ફરતા. તે મૃત્યુ સુધી મિત્ર રહેવાની પ્રતિજ્ઞા કરતા. તેના નાના ઇતિહાસમાં એને વીશે વિગત નહોતી; એટલે તેની સાથેનો પરિચય ઓછોજ રહ્યો. '

પણ જહાંગીર, નુરજહાં ને શાહજહાં–તેમની જાહોજલાલીમાં તેનો પણ ભાગ હતો. બે બાદશાહો જોડે ઉડતા ફુવારાથી શીતળ આરસના મહેલોમાં તે ફરતો; અને સૃષ્ટિની સમૃદ્ધિ તેમની નજર આગળ પથરાઇ રહેતી. તે બધા મીનારા પરથી જમનાનાં જલને રસભેર જોઇ રહેતો; અને ઝુલતા હાથીની હારની હાર જોઇ, ગર્વથી ફુલાતા. આ સમૃદ્ધિ, ને આ ભભક તેનાં ને તેના આર્યાવર્તના હતાં.

એને મહેલોમાં ફરતી સ્ત્રીઓ ને સતત ચાલતું ગાન ગમતાં નહીં. બાકીની દુનીઆ હજી જીતવાની બાકી હતી એટલે આમ આ લોકો વખત ગુમાવતાં તે તેને ગમતું નહીં. કોઇવાર ગુસ્સામાં તે આ બાદશાહોને બ્રહ્મચર્ય શીખવતો; ને ભીષ્મની માફક જીવન ગાળવાનો સદ્‌બોધ કરતો. એ શીખ આ બાદશાહો નમીને સ્વીકારતા, પણ પાછા હતા તેવાને તેવાજ રહેતા. તેમને આ નિર્બલતા તરફ કંટાળો આવતો.

પણ નુરજહાં તેને ગમતી. રાગરંગમાં પણ તેની મહત્ત્વાકાંક્ષા અમર્યાદિત હતી. તેને તે અવારનવાર મળતો અને જહાંગીરને પાણી ચઢાવવાનું સુચવતો. તે બીચારી હંમેશાં તેની સલાહ પ્રમાણે કરતી; પણ જહાંગીરને મોજશોખ એટલો ગમતો કે તે

સલાહને અમલમાં મુકી શકતોજ નહીં. એક વાર સુદર્શનને વહેમ પડયો કે તેની દઢતા ને અડગ મહત્વાકાંક્ષા જોઇ તુરજહાંએ પર સ્ત્રીને ન છાજે એવી પ્રશંસાભરી રીતે તેના તરફ જોયું. ભીષ્મને પણ દુષ્પ્રાપ્ય એવી ભયંકર ને સખત નિર્મલતાથી તેણે તેના તરફ જોયું; સામ્રાજ્ઞીની દૃષ્ટિમાંનો વિકાર તેજ ક્ષણે જન્મ પામતાં પામતાં–હતો નહોતો થઇ ગયો.

અને પછી તો તેનો જુનો ને પ્રિય મિત્ર શિવાજી નાના ત્ર્યંબકની મુખમુદ્રા લઇ, તેણે ગુજરાતીમાં બોલવું જારી રાખ્યું; અને સુદર્શનને સાથે રાખી નાનકડા ઇતિહાસમાં આવેલાં બધાં પરાક્રમો ને કાલ્પનિક રંગભૂમિ પર તખ્તાં ને હામીનીયમના સંવાદ સાથે ફરી કરી નાખ્યાં.

અને આ બધા પૌરાણિક વીરો સાથે મળી અનેક પ્રકારનાં પરાક્રમ કરતા સુદર્શનના બાલજીવનને આગળ ખેંચતા ગયા.

૬

આ બધાની મૈત્રી થતાં સુદર્શને તેમની જોડે પરિચય વધારવાના પ્રસંગ ખોળવા માંડયા. અને પાદરીયા ઇતિહાસ છોડી મોરબી અને વાંકાનેરનાં ઐતિહાસિક નાટકોની ભભકથી ભરેલા એવા વિશાલ 'ગુજરાતી'ની ભેટો અને નારાયણ હેમચંદ્રના અનુવાદોના ક્ષેત્રોમાં આ મિત્રો સાથે વીહરવા માંડયું. કોલંબસના સમી તેની અજાયબીભરી આંખો આગળ નવા ખંડની અપરિચિત સમૃદ્ધિ પથરાઇ પડી; અને આ સમૃદ્ધિના તેજમાં જુના ઓળખીતાને નવા સ્વરૂપે ને નવા સંબંધે તેણે પારખ્યા.

સૃષ્ટિમાં વિપ્લવ પ્રસરી રહ્યો. પુરુષો, મુદ્દાઓ, ભાવનાઓ ફેરવાઇ ગયાં. જુનાં, સોનાં નવી કીંમતે અંકાયાં. જુના સંબંધમાં નવાં હેત આવ્યાં. ચારે તરફ ભય પ્રસરી રહ્યો. દેશ ને ધર્મ જોખમમાં પડયાં. ભરતખંડની સ્વતંત્રતા જવા બેઠી. દેવ મંદિરોની પવિત્રતા ભ્રષ્ટ થવા લાગી. અસંખ્ય ઇસ્લામીઓ ઉપર હીંદ ઝઝુમી રહ્યા.

સુદર્શનની બેચેની ઘણી વધી ગઇ. તેને ખાવાનું ભાવતુ નહોતું. તેને રાતે ઊંઘ આવતી નહોતી. મધ્યકાલિન રજપુત શૌર્ય ને મુસ્લીમ ક્રૂરતાએ તેનું જીવન અશાંત કરી મુકયું. કેટલાએ પ્રશ્નો નિરાકરણની વાટ જોતા હતા.

સોમનાથની વિશુદ્ધતાનું રક્ષણ તેને કરવાનું હતું. મેવાડનું ડગમગતું સ્વાતંત્ર્ય તેને ટેકવવાનું હતું. અકબરની મુત્સદ્દી રાજ્યનીતિ મહાત કરવાની હતી. શિવાજીના પ્રયાસો સફલ કરવાના હતા હીંદુ ને હીંદુસ્થાન બંનેનું શું થશે?

આ મુશ્કેલીઓ દહાડે દહાડે વધતી ગઇ. તેને ખાવામાં, ભણવામાં કે રમવામાં રસ રહ્યો નહોતો. તે જાગતાં ને ઉંઘતાં આનાઆજ વિચાર કર્યા કરતો.

પરિસ્થિતિ ગંભીર હતી. રાજપુતો અભિમાનમાં એક બીજાનાં ગળાં કાપતા. મુસલમાનોનુ એકાગ્ર બળ ધસારો કરતું. નાનકડી, અંધારી ગલીઓમાં મહમદ ગીઝની ધસારો કરવા તલપતો અંધારી રાતે, પડછાયામાં, ઘોરી ને ગુલામોનુ સૈન્ય તેની વાટ જોતાં. મધરાતે અગણિત ઇસ્લામીઓ લોહી તરસ્યા બની તેની પથારીને વીંટાઇ વળતા. દરેક છાપરે મસ્જીદના મીનારા રચાતા. અર્ધચંદ્રાકાર વિજય ચિન્હો રોજ આકાશમાં ચમકતાં. દરેક ઘોંઘાટમાં 'યા અલ્લાહ' સંભળાતું. તે જાણતો હતો કે તેને પકડવા, મારવા તે બધા ઉત્સુક હતા. તેણે ઇસ્લામીઓનો ક્રોધ વહોરી લીધો હતોઃ કારણકે હીંદને સ્વતંત્ર રાખવાની તેણે પ્રતિજ્ઞા કરી હતી.

અનેક સદીઓની બીના એકઠી કરી, તેને એકજ સ્થલકાલમાં સંજીવન કરવાની સુદર્શનની શક્તિ દહાડે દહાડે વધતી ગઇ. અને એ વધી રહેલી શક્તિને ઇંગ્લાંડના ઇતિહાસમાં ઘણો રસ પડયો

તે ઘરથી નીકળતો ત્યારે જંગલી જેવા ઇંગ્લાંડને હાથમાં લઇ નીકળતો. તરત બોઆડીશીઆ રાણી પોતાની બહાદુરી દાખવતી તેમની સાથે થતી. તે ત્રણે બીચારા જેમ તેમ આગળ વધતા; અને એટલામાં નોરમંડીનો ડયુક વીલીયમ તેમને પકડી લેતો. થોડીક પલો ઘણીજ દુઃખની આવતી, છતાં છેલ્લી વારે વિજય કરી મોટું સામ્રાજ્ય સ્થાપવાની તેની ખાત્રી હતી. જો કંઈપણ થાય તો તેના સૈન્યની તો તેને મદદ હતીજ.

ધીમેધીમે તે શક્તિ મેળવતો. એડવર્ડ પહેલો આવી પહોંચતો, પછી એડવર્ડ ત્રીજો તેને મળતો અને ચકલે પહોંચતા પહેલાં સ્કોટલંડ જીતાઇ જતું. પછી ફ્રાંસ જોડે સતત યુદ્ધ કરવું પડતું. તેને હંમેશાં ફ્રેંચો માટે માન હતું; તેમને તે કગરીને કહેતો "શા માટે લઢો છો? હું તમને જાળવીશ, સુખ આપીશ." પણ તે માનતા નહીં. અને હેનરી પાંચમાને મોકલી તેમને જીતવા પડતા.

[illegible] જોન ઑફ આર્ક જેવા દ્રોહીઓ ડરથી છુપાઇ ગેરતી, છતાં તે યુદ્ધો દરગોજ થતાં. દરેક શેરીમાં હત્તો તેને રચાતું. દરેક ઘરમાં સ્ત્રીઓ જોહર કરતી. દરેક અવાજમાં 'હરહર મહાદેવ'ની ઘોષણાનો પ્રતિધ્વનિ હતો. ઘેરથી નીશાળ કે બાગ કે નદી સુધી સ્થળેસ્થળે વીર રુધિરની સરિતા વહેતી.

જેમ વખત જતો ગયો તેમ તેણે એક ચાલ્યો નહીં. તેણે તેના પ્રિય મિત્ર ભીષ્મની માફક સ્ત્રી જોડે લઢવાની ના પાડી–સ્ત્રીને જાણી જોઇ જીતવા દીધી.

સસ પટરાણી સહિત આવતો પેલો જાડો હેનરી તેને ગમતો નહીં; પણ એલીઝાબેથને તેણે પાંખ નીચે ઘાલીને સ્પેનનો દરીઆઇ હુમલો પાછો વાળ્યો. ચાર્લ્સ પહેલો તેને જરાકજ ગમતો; અને મહા મહેનતે તેને ડરાવી ડરાવી સીધો રાખતો અને એટલામાં તો તેનો મિત્ર ઑલીવર ક્રોમવેલ આવી પહોંચતો.

ક્રોમવેલ તેનો પરમ મિત્ર હતો. તે પણ પોતાના જેવો સખત, સંયમી, ને સત્તાશીલ હતો. તે આવે કે સુદર્શન બીજા બધાને ભુલી જતો ને સાથેસાથે એ અંગ્રેજી સત્તાનો પાયો નાખતો.

એને ત્યાર પછીના કોઇ ઝાઝા ગમતા નહીં એટલે તે ક્રોમવેલનેજ સાથે રાખતો; ને તેની પાસે અંગ્રેજી ઇતિહાસની ઘણી ભુલો સુધરાવતો. પણ પીટ—ચેથામ આવતાં તેની જરુર પડતી નહીં. હીંદ, કેનેડા, વગેરે ઝપાઝપ જીતાઇ જતાં.

પણ એટલામાં પાણી જવાનું ઘરનાળું આવતું; ત્યાં રસ્તો પણ સાંકડો હતો. ત્યાં નેપોલીઅન મળતો. તેને યોગ્ય તેજ પ્રતિસ્પર્ધી લાગતો. તેને મદદ કરવાનું મન તેને થતું. પણ ઇંગ્લાંડને કેં છોડાય? તે તરત નેપોલીઅનને હરાવી એક દૂર ટેકરા પર ઘર હતું ત્યાં કેદ કરતો.

કામ એટલામાં સ્કુલ આવી પહોંચતી. તે અનાદર માં મ્યુનીસીપાલીટી હતી. અંગ્રેજી રજપુતો ન સરકારી ઑફીસો હતી ને સ્કુલ નીકળતા. એ અંગ્રેજી સામ્રાજ્ય હતું. મહામહેનતે સુદર્શન તેમને ખ.હતું. એના પિતા તેના સ્તંભ

હતા. એને ઘણોજ ગર્વ થતો અને એને સદાએ સાચવી રાખવાની તે પ્રતિજ્ઞા કરતો.

" ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર
એ ઉપકાર ગણી ઈશ્વરનો, હરખ હવે તું હીંદુસ્થાન."

તે બોલતો.

સુદર્શનને મન હીંદ અંગ્રેજી સામ્રાજ્યમાં હતું એટલે અંગ્રેજી ગૌરવથી અન્વિત હતું. ક્રોમવેલ, ચેથામ, ને નેલ્સન તેનાજ પૂર્વજ હતા. 'બ્રીટનો કદિ ગુલામો થશે નહીં' એ પંક્તિઓ ઉચ્ચારતાં તેની છાતી ઉભરાઇ આવતી.

વિશ્વ મિત્ર, પરશુરામ ને સગરના અનુજ અને સંઘ, પ્રતાપ ને શિવાજીનો ભક્ત એવો આ નાનકડો બ્રાહ્મણબાલ સદીઓની અપૂર્વ સંસ્કૃતિના પોતાના વારસાને અંગ્રેજી કીર્તિના ઓપથી ચમકાવી, સામ્રાજ્યને વિશ્વવિજયી કરવાનાં સ્વપ્નાં સેવી રહ્યો.



# આંધળાની આંખો



[અનુસંધાન પૃષ્ઠ ૨૭૬ થી]

ન હતું તેથી તે ફસડાઇ પડયો.

સૂર્યના તાપે તપે ત્યારે પુષ્પો ઉપર ઝાકળ બાઝે તેમ સુરેશના મનમાં પણ ધીરે ધીરે શાંતિ પથરાઇ, અને ત્યારેજ બનેલા અદ્દભુત કીસ્સાને તે સમજતો થયો.

"સુરેશ!" વળી તેની માનો અવાજ આવ્યો પણ હજુ વહાલાં મોં જોવાની હીંમત તેનામાં નહોતી આવી. તે તો સમુદ્ર અને આકાશ સામેજ જોતો બેઠો. તેની માતા આ વખતે તો ગુસ્સે થઇ.

"હવે થોડીજ વાર છે!" એમ કહી સુરેશ હસ્યો. પણ તેનું હસવું અર્ધેથી કપાઇ ગયું.

આ શું!

હાથો ઉંચા કરી આંખો સહજ ચોળી—ઉઘાડી-પહોળી કરી-બહારનો દેખાવ જોવા મથ્યો. બધું ઝાંખું લાગ્યું! શું ફરી અંધતા આવતી હતી! ફરી આંખો બંધ કરી ઉઘાડી. પુરો સમુદ્ર અને આકાશ ધુમ્મસથી છવાતાં લાગ્યાં. વસ્તુઓ પણ સ્પષ્ટ દેખાતી બંધ થઇ. તેને જરાએ શંકા ન રહી. બારી પાસે એક મોટું ગુલાબ ખીલેલું હતું તેને ન રહ્યો રંગ કે ન રહ્યો આકાર—આછો કાળો ડાઘોજ માત્ર લાગતો. સમુદ્રનાં ભવ્ય મોજાં......

નિરાશાનું મોજું સુરેશ ઉપર ફરી વળ્યું. તેની અકળાતી આંખો ચોતરફ જોવાનો પ્રયાસ કરી રહી હતી.

"તેની આંખો થોડા વખત માટેજ દેખતી થાય, થોડા કલાકો કે થોડી ક્ષણો માટે પણ-" હવેજ આ ચેતવણી તેને યાદ આવી. ઉભરાતા આનંદમાં તે ભયંકર સત્ય ભુલી ગયો હતો, તેની બધી આશાઓ નષ્ટ થઇ; ભવિષ્યનાં સ્વપ્નાંઓ પણ ઉડી ગયાં; બધાં પર ક્રૂર ઘેર વાદળ ફરી વળ્યું. ફરી અંધકારમાંજ ફરવાનું, દિવ્ય જગતને જોવાનું ફક્ત એકજ મટકું!......

આવા વિચારોમાં તરફડીયાં મારતાં તેની આંખોનું તેજ ઓછુંજ થતું ચાલ્યું. . .

હવેજ તેની ગંભીરતાની–સહિષ્ણુતાની–જબરજસ્ત દીવાલો તુટી. જીવવા જેવા જીવનનો સહેજ આસ્વાદ કરાવી હવે મશ્કરી કરતા કીસ્મતને અનેક ગાળો ભાંડી!......એક મોટી ચીસ પાડી, ઉભો થયો અને બારણું શોધી ઉઘાડી નાખ્યું. તેની ગાંડી ચીસોથી આખું ઘર ગાજી રહ્યું. પછી તે બેભાન થઇ પડયો.

તેને ભાન આવ્યું ત્યારે તેને લાગ્યું કે તેણે ખરેખર મૃત્યુની વેદનામાંથી પસાર થઇ પુનર્જન્મ લીધો હતો; કેમકે ફરી તે બધું દેખી શકતો હતો. હવામાં સોનેરી રજકણો ઉડી રહ્યાં હતાં. તેની ઉપર એક વહાલસોયું મોં નમી રહ્યું હતું......

"મને જોઇ શકે છેને? સુરેશ!"

"મૃત્યુ પછીની દુનીઆમાં તો બધાં જોઇ શકે."

"નહીં એમ ન બોલ. તું જીવે છે. તને પહેલેથી ન સમજાવ્યું તે અમારી ભુલ."

"મને લાગ્યું કે હું દેખતો થયો છું.પણ એતો ભ્રમ હતો. ફરી હું તો અંધ બન્યો..."

"નહીં, હજુ તું દેખે છે......"

"...હમેશ માટે દેખીશ" પાછળથી બહેનનો અવાજ આવ્યો.

"તું ફરી અંધ નહોતો થયો. હું તને કેમ સમજાવું? એ તો સાંઝ પડતી હતી. એટલે રાત્રિ પડતાં પહેલાં હમેશાં એમ અંધારું થાય..."

એટલું એ સમજતાં સુરેશને ખડુ વાર લાગી!